મુંબઈ ઇલાકાની ગુજરાતી તેમ જ અંગ્રેજી શાળાઓનાં
તથા ટ્રેઇનિંગ કૉલેજોનાં પુસ્તકાલય માટે મંજૂર થયું છે.
વડોદરા રાજ્યની શાળાઓનાં પુસ્તકાલય માટે પણ મંજૂર છે.

# અનંગભસ્મ

પ્રોફેસર બેઇન કૃત

**The Ashes of a God**

આઠ્ઠ આવૃત્તિ પ્રત ૧૧૦૦

વિ. સં. ૧૯૭૩

---

Serene will be our days and bright
And happy will our nature be,
When love is an unerring light,
And joy its own security.

*Wordsworth*

---

અમદાવાદ—સલાપોસ રોડ,
ધ "ડાયમંડ જ્યૂબિલી" પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# અનંગભસ્મ

પ્રોફેસર એફ. ડબ્લ્યુ. બેઇનના
અંગ્રેજી પુસ્તક ઉપરથી
અનુવાદ કરી પ્રસિદ્ધ કરનાર
સાકરલાલ અમૃતલાલ દવે, બી. એ.
અમદાવાદ

गृहीत इव केशेषु मृत्युना धर्ममाचरेत्।

મૂલ્ય: આઠ આના

**ममापि च क्षपयतु नीललोहितः**
**पुनर्भवं परिगतशक्तिरात्मभूः ॥**

# પ્રાસ્તાવિક નોંધ

## ( બીજી આવૃત્તિ )

---

પ્રો. બેઇનની કથાઓ મ્હોટે ભાગે એમની પ્રતિભાનું જ પરિણામ છે એ વિષેની હવે મ્હારી સંપૂર્ણ ખાતરી થઈ છે. આજ સુધી એ બાબતમાં મ્હને કાંઇક શંકા રહેતી હતી, પરંતુ તે શંકા અપ્રમાણ હતી એમ મ્હારે હવે સ્પષ્ટપણે કહેવું જ જોઈએ. અલબત, 'નીલનેની ' નું અવલોકન કરતાં પ્રો. આનન્દશંકર ધ્રુવ કહે છે તેમ, " બેશક આમ કહેવાનો અર્થ એમ સમજાવો ન જ જોઈએ કે પ્રો. બેઇન સંસ્કૃત સાહિત્યમાંથી સૂચન મેળવ્યા વિના જ આ ભ્રાન્તિ ઊપજાવી શકયા હતાઃ એમ હોય તો ખરેખર પ્રો. બેઇનની કૃતિઓમાં અદ્‌ભુત ઘુણાક્ષર-ન્યાય થયો કહેવાય ! "

આ આવૃત્તિમાં આપેલી મિ. બેઇનની પ્રસ્તાવના તરફ વાંચનારનું ખાસ લક્ષ દોરવાની રજા લઉં છું.

અને અન્તે, મ્હારા જેવા નમ્ર અભ્યાસકે ગુજરાતીમાં ઊતારેલી આ 'અનંગભસ્મ'ની કથા સંપૂર્ણ વાંચી જઈ ઘણો શ્રમ લઈ સ્થળે સ્થળે ભાષા વગેરેમાં અનેક કીમતી સૂચન કરવા માટે આપણા પ્રૌઢ વિદ્વાનો રા. રા. નરસિંહરાવ ભોળાનાથ તથા રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવનો હું ઘણો આભારી છું.

દીવાસો, ૧૯૭૪ — સા. અ. દવે

# પ્રસ્તાવના

## (પહેલી આવૃત્તિ)

પુણાની ડેકન કૉલેજના પ્રોફેસર **એફ. ડબ્લ્યુ. બેઇને** અંગ્રેજી ભાષામાં અતિમનોહર ૧૧ વાર્તાઓ લખી છે. આમાંની એક સુન્દર [1]વાર્તા આપણા ગુજરાતના સાક્ષરકવિ રા. **નરસિંહરાવ ભોળાનાથનાં** સ્વ. પુત્રી સૌ. ઊર્મિલાએ આપણી સમક્ષ રજૂ કરી છે. એ પુસ્તકનું અવલોકન કરતી વખતે પ્રો. **આનન્દશંકર ધ્રુવે** લખ્યું હતું, કે [2]" પ્રોફેસર બેઇને, પ્રાચીન સંસ્કૃત સાહિત્યનાં પોતાને અમુક હસ્તલિખિત પુસ્તકો મળ્યાં છે અને તેનું પોતે ભાષાન્તર કરે છે એમ આ વાર્તાઓ સંબંધે કલ્પના કરી છે–અને એ કલ્પના રસિક ભ્રાન્તિ ઊપજાવવામાં એવી તો સફળ થઈ છે કે કેટલાક વાચકો આ પ્રાચીનતાના આરોપને

---

૧. જ્ઞાનદિની　　　　૨. વસન્ત, માઘ સં. ૧૯૭૧

યથાર્થ માનીને પૂછે છે કે 'પ્રોફેસર **બેઇન** આ હસ્તલિખિત પુસ્તકો કેમ છપાવતા નથી?' !" આ વાર્તાઓ પૈકી પ્રથમલિખિત [1]વાર્તાની પ્રસ્તાવના-માં લેખકે લખ્યું છે, કે **પુણાના** પ્રથમ પ્લેગ વખતે મ્હેં એક દક્ષિણી બ્રાહ્મણને કંઇંક મદદ કરી હતી તેના બદલામાં તેણે મરતી વખતે મ્હને એક સંસ્કૃત હસ્તલિખિત ચોપડો ભેટ આપ્યો. એ કાવ્યનું નામ **संसारसागरमन्थनम्**. તેના ૧૬ ભાગ છે. અને એમ જણાય છે કે પ્રો. બેઇન બધી મળીને ૧૬ વાર્તાઓ લખશે. ચન્દ્રની ૧૬ કળાઓ ઉપરથી તેના ૧૬ ભાગ પાડેલા છે. એ બધી વાત વાંચતાં એ આખી રસિક કલ્પના જ છે એમ લાગે છે.

*       *       *       *

આ વાર્તાઓનું સ્થૂળ મૂળ **સંસ્કૃતમાં** હો વા ન હો, પરંતુ તેઓ સૂક્ષ્મરૂપે તો આપણા સંસ્કૃત મધ્યકાલીન યુગની પૂર્વેની સ્થિતિનું આપણને ભાન

1. A digit of the Moon

કરાવે છે. આ કથાઓમાં અતિશય સાદાઈ અને અપૂર્વ રસિકતા છે. **કાદમ્બરીમાં** પરિપાક પામતી મધ્યયુગના લખાણુની કૃત્રિમતા, નીરસ શ્લેષોની જમાવટ, કંટાળો આપનાર લાંબા લાંબા અનન્ત સમાસોની જાળ–આ સર્વથી આપણી આ કથાઓ વિમુક્ત છે. અને તેમાં જ એમની મનોહરતા રહેલી છે.

પ્રકૃત કથાના મુખ્ય મુદ્દા બે છેઃ (૧) સાચો સ્નેહ અને (૨) સાચો વૈરાગ્ય. સાચો સ્નેહ 'પ્રબળ પવનને પણ માથું નહિ નમાવનાર ખડક જેવો' હોવો જોઈએ એમ કહી, લેખક સ્પષ્ટ સમજાવે છે કે સાચા સ્નેહમાં શંકાને કે વ્હેમને બિલકુલ સ્થાન નથી. પોતાના પ્રેમપાત્ર પર વ્હેમની નજરે જોનાર પ્રેમીજન સાચો પ્રેમી નથી. શુદ્ધ સાત્ત્વિક પ્રેમીઓ ગંગાજળ જેવાં નિર્મળ હોઈ વગર વ્હેમે ને વગર શંકાએ પરસ્પર અનુરક્ત હોય છે. અંગ્રેજ લેખક ગોલ્ડસ્મિથે કહ્યું છે, કે જે સદાચારની પાછળ હંમેશ ચોકીપેરો મૂકવો પડે તે તે

સદાચાર કહેવાય ?[૧]

વળી, સાચો વૈરાગ્ય ‘ કેવળ પોતાના સ્વભાવ-ને જ લીધે-દંભને લીધે નહિ-ઊંચે આકાશની અગમ્ય શાન્તતામાં ઊડતા ખગ સમાન ’ હોવો જોઈએ. સંસારમાં આપણું ધાર્યું ન થાય, અથવા કોઈ કારણ-સર ક્રોધ કે મોહનો આવેશ ચડી આવે અને તે આવેશ શમે તે પહેલાં આપણે સંસારને અસાર માની તજી દેવાનો નિશ્ચય કરીએ, તો આપણો વૈરાગ્ય સાચો વૈરાગ્ય નથી, પણ એક ક્ષણિક પરપોટા સમાન હોઈ કોઈ કાળે ફૂટી જઈ આપણને પાછા સંસારમાં-ઘણી વાર પાપમાં-સપડાવશે. અને આવા ખોટા સંન્યાસીઓની આપણે ત્યાં કયાં ખોટ છે ?

મહાદેવે કામદેવને બાળી મૂકી અનંગ બનાવ્યો-એ કથા સર્વને સુવિદિત છે. પ્રો. બેઇન કહે છે, કે પતિના વિનાશને લીધે રતિએ જે વિલાપ

---

૧. ‘That virtue which requires to be ever guarded is scarce worth the sentinel.’

કર્યો ( અને જે કાલિદાસે છાનોમાનો [1]સાંભળી લીધો ) તેની બિલકુલ જરૂર ન્હોતી. બિચારી રતિ કદાચ જાણતી ન્હોતી કે પોતાની ભસ્મમાંથી પાછા સજીવન થવાનું સામર્થ્ય કામદેવમાં રહેલું જ હતું. અનંગની ભસ્મ–એ અલૌકિક ભસ્મ છે. સામાન્ય ભસ્મની પેઠે તે સદા ભસ્મ જ રહેતી નથી; અનુકૂળ સંજોગ પ્રાપ્ત થતાં તે ભસ્મમાં રહી ગએલા તણખા પાછા અગ્નિ-સ્વરૂપે પોતાનું પોત પ્રકાશે છે. અને આ જ અર્થમાં સ્નેહ અમર છે.

માટે જ્યાં સુધી મનુષ્ય જિતાત્મા થઈ શકે નહિ અને સંસારની વાસનાનું [2]સ્મરણુ ટાળી શકે નહિ, ત્યાં સુધી વૈરાગ્યનો વિચાર કરવો એ એક ખોટો વિચાર છે. સંસારમાં અસક્ત થઈ શકાય એટલે એની મેળે જ વૈરાગ્યની ભાવના–અને આ વખતે સાચી ભાવના–ઉત્પન્ન થશે. અને સાચા વૈરાગ્યને માટે સંસારનો બાહ્ય ત્યાગ જરૂરનો પણ નથી.

---

૧ કુમારસંભવ, સર્ગ ૪

૨ સંસ્કૃતમાં 'કામ'નો એક પર્યાય શબ્દ 'સ્મર' છે.

એ ઉપરાંત, વિષયી પુરુષની કેવી દશા થાય છે એ આપણી કથામાં રુરુ રાજાના દૃષ્ટાંતથી સૂચવાયું છે; અને અબળા દેખાતી સ્ત્રીજાતિમાં પોતાનું શીયળ સાચવવાનું કેવું નૈસર્ગિક અદ્‌ભુત સામર્થ્ય રહેલું છે, એ આપણને વત્સતરી સચોટ શીખવે છે.

આ જાતની લઘુ વાર્તાઓ એકી બેઠકે વાંચવી ઇષ્ટ છે; કેમકે તેમ ન કરવાથી કથાની ગોઠવણનો ક્રમ લુપ્ત થાય છે, અને તેથી વાર્તાનું સૌન્દર્ય કંઈક ઓછું ગ્રાહ્ય બને એવો સંભવ રહે છે.

છેવટે, પ્રો. બેઇનની રસિક વાર્તાઓ તરફ મ્હારૂં લક્ષ દોરવા માટે સ્વ. સૌ. ઊર્મિલાનો હું આભારી છું: આ વાર્તાનું ભાષાન્તર કરવાની પરવાનગી સત્વર અને ઉદારભાવે આપવાને માટે પ્રો. બેઇનના આભારનો ભાર મ્હારે માથે છે: અને 'સુન્દરી સુબોધ' ના તન્ત્રીએ મ્હારી વિનંતી સ્વીકારી આ પુસ્તક ભેટ તરીકે છપાવવાનું કબૂલ્યું તે માટે તેમનો પણ ઉપકાર માનવાની અત્ર રજા લઉં છું.

અમદાવાદ<br>ફાગણ વદિ ૧૨, ૧૯૭૨

સા. આ. દવે

# મિ. બેઇનની પ્રસ્તાવના

દુષ્ટબુદ્ધિ કામદેવ અન્યને કષ્ટ દેવામાં આનન્દ માને છે, પણ એક વખત તે પોતે જ–પુરાણ કવિઓનાં વચન પર શ્રદ્ધા રાખીએ તો–એક અસાધારણ સંકષ્ટમાં સપડાઈ ગયો હતો. ઠીક લાગ છે એમ **ધારી તેણે મહેશ્વર** જેવા મહાન દેવને **હિમવાનની** કુંવારી પુત્રી પ્રત્યે કામોદ્દીપ્ત કરવાનો યત્ન કર્યો. **મહેશ્વર** તપમાં હતા, અને **હિમસુતા** તેમની સંમુખ જ લજ્જાળુ વદને ઊભાં હતાં; તે પ્રસંગે, જાડાં વલ્કલ અને વલ્કલની અંદર રહેલી દેહલતાનું સંપૂર્ણ સૌન્દર્ય—એ બેના વિરોધથી પરાકાષ્ઠા પામેલા પ્રલોભનની અજેય મૂર્તિ સમાન તે દીપતાં હતાં. અને આ વખતે કોટવાળ જ દંડાયો; કેમકે પતંગિયા ઉપર સળગતી ભટ્ટીનું બારણું ઊઘડે, તેમ ક્રુદ્ધ **મહેશ્વરનું** ભીષણ તૃતીય લોચન એક ક્ષણમાત્ર ઊઘડ્યું,

અને તેમાંથી વરસતી વહ્નિની ધારાએ ધૃષ્ટ **મદનને** ભસ્માવશેષ કરી નાંખ્યો. તે કોપાવિષ્ટ દેવની જટામાંથી ઇન્દુકલા આ બધું જોયાં કરતી હતી. પૂર્વના પ્રાચીન કવિઓ એ *ઇન્દુકલાને અતિશય મનોહર વર્ણવે છે, અને કહે છે કે **તેનામાં મદન-દેવને ભસ્મમાંથી જાગૃત કરવાની અદ્‌ભુત શક્તિ રહેલી છે.**

આપણે ભૂલવાનું નથી કે મદનની ભસ્મ કંઈ સામાન્ય ભસ્મ નથી: તેમાં કંઈક ફીનિક્સપણું+ રહેલું છે, ફરીથી જાગૃત થવાને તે સદા તત્પર જ હોય છે. પતિના મરણને લીધે રતિએ જે મંજુલ વિલાપ કર્યો (અને જે **કાલિદાસે** સાંભળી લીધો), તે તદન અકારણ હતો. તે ફરીથી જીવન્ત દશામાં આવવાનો જ હતો. અથવા, સાદી ભાષામાં કહીએ

---

* જોઓ અર્ધ-સર્વાંગસુન્દરી

+ ફીનિક્સ—એક જાતની કલ્પિત વિચિત્ર પંખિણી, જે પોતાની ભસ્મમાંથી વારંવાર સજીવન થાય છે.

તો, સ્નેહનો સમર્થ આવેશ સદા અમર છેઃ તેની ભસ્મ પણ સર્વથા નિર્જીવ હોતી નથી. તેની પાસે જઈ ફૂંક મારીએ, તો આપણા જ એક કવિના કહેવા પ્રમાણે કદાચ અગ્નિનો ભભૂકો ઊઠે. અને આ સબળ કારણને લીધે જ પ્રાચીન હિન્દુ ઋષિઓએ 'કામદેવના પર્યાય તરીકે સ્મર શબ્દ રાખેલો છે. સ્મરણ, સ્મૃતિ, વાસના;–આ બધાં સ્નેહનાં સગાં-વ્હાલાં છે એ સ્પષ્ટ છે. જેની જોડે આપણને બહુ સંબંધ નથી તેને આપણે તરત વીસરી જઈએ છીએ; પણ જેની સાથે આપણે સ્નેહ છે તેનું આપણને સ્મરણ રહે છે, અને જેમ સ્નેહ વધારે તેમ તેનું સ્મરણ વધારે. આમ હોવાથી, ભવિષ્યમાં ઋષિપદ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળાને—સંસારનો ત્યાગ કરવામાં ઊંચે સ્થાને આવનાર ઉમેદવારને—સ્મરણ, એટલે પોતાની ભૂત દશાની સ્મૃતિ, એક વિકટ વિઘ્ન સમાન થઈ પડે છે.

પ્રાચીન હિન્દુ સંપ્રદાય પ્રમાણે ઋષિનું લક્ષ્ય

એ હોય છે કે પોતે સર્વથા જિતાત્મા થવું, સર્વ સાંસારિક બન્ધનોના સંગથી ઉદાસીન રહેવું. સાધારણ મનુષ્ય એક કેદી સમાન છે, માયિક ઇન્દ્રિયાઓમાં આસક્ત છે અને તેથી નિબદ્ધ છે. મુમુક્ષુએ પ્રથમ તો લાંબા અને કઠણ તપના બળે કરીને આ સર્વ બન્ધનોથી અસક્ત થવું જોઈએ, એટલે સુધી કે તેમની મધ્યે રહેતાં છતાં, બતકના શરીર પરથી પાણી ચાલ્યું જાય તેમ, તે બન્ધનો તેના આત્મા પરથી સરી જાય; અને પછી, શાસ્ત્રના શબ્દમાં કહીએ તો, પ્રથમ આપેલી ગતિ બંધ થાય તો પણ ચક્ર ફર્યા કરે તેમ, અથવા પક્ષી ઊડી ગયા પછી પણ તરુવરની ડાળી ડોલ્યા કરે તેમ, તેનું જીવન પ્રવર્તે છે. તે જાગૃત થયો છે, અને બીજા સર્વ હજી માયાના મોહમાં અન્ધ થઈ પડેલા છે; તે મુક્ત થયો છે, અને બીજા બધા બદ્ધ છે; તેનો આત્મા અસક્ત થયો છે. પરંતુ એક વસ્તુ એવી છે, કે જેમાંથી મ્હોટા મુનિવરો પણ નિઃશેષ મુક્ત થયા

હશે કે કેમ તેનો સંદેહ રહે છે. તે વસ્તુ કઈ?–વાસના. સમર્થ આત્માની સ્મૃતિ પણ સમર્થ હોય છે, અને ચિત્તભ્રમે કરીને સ્મૃતિ ભૂસાઈ જઈ સ્મરણનો અખંડ તાર તૂટી ગયો ના હોય, તો કેટલીક વસ્તુઓ એવી છે કે જે કદી વીસરાય જ નહિ. અને જ્યાં સ્મૃતિ છે, ત્યાં લેશ પણ વાસના હોવી જ જોઈએ; કારણ કે સ્મરણ એટલે જ સ્નેહ. ત્યારે કઈ વસ્તુ એવી છે કે જે વાસનાનો ખાસ વિષય છે; જેનું સ્મરણ નિઃશેષ ભૂસી નાંખવાના સર્વ પ્રયત્નો વ્યર્થ જાય છે; જેને આત્માના કોઈ અન્ધારા ખૂણામાં હડસેલી મૂકવાનું અશક્ય થઈ પડે છે? કહેવાની જરૂર નથી, કે તે વસ્તુ તે **સ્ત્રી** છે. અને આ જ કારણથી પૂર્વનાં શાસ્ત્રમાં સ્ત્રીને મોક્ષની મ્હોટામાં મ્હોટી શત્રુ કહેલી છે; કઠણમાં કઠણ જાળ કહેલી છે; જીવતું બન્ધન કહેલી છે; વાસનાનો નિરન્તર વિષય કહેલી છે; અવિસ્મરણીય અને અવિસ્મૃત કહેલી છે; અલોપ્ય અવશેષ* કહેલી છે;

*The irreducible residuum.

ભૂતકાળની ભસ્મમાં રહેલો હોલવાય નહિ એવો તણખો કહેલી છે. સ્વિફ્ટના મૃત્યુ પછી તેના કાગળિયાંમાંથી એક પરબિડિયું ન્હોતું નીકળ્યું, જેના પર પોતે સ્વહસ્તે એક ચિટ્ઠી ચોડેલી હતી કે: ' માત્ર એક સ્ત્રીનો વાળ ' ? અને રોમનો વિનાશ કરવાનો કૉરિઓલેનસનો અડગ નિશ્ચય સ્ત્રીરૂપી વિઘ્ન આડે આવતાં ડગી ગયો ન્હોતો ? પરંતુ જે વાત જગતના આદિકાળથી લગભગ પ્રત્યેક સ્ત્રી-પુરુષના અનુભવમાં છે, તે સિદ્ધ કરવાને માટે આપણે ઈતિહાસ કે કથાનો આશ્રય લેવાની જરૂર નથી. કહેનારે કહ્યું છે, અને આપણે બધાં જાણીએ છીએ, કે બાળપણ દોષયુક્ત હોય છેઃ યૌવન કલહપૂર્ણ હોય છેઃ અને વૃદ્ધત્વ વાસનામય હોય છે. મરતી વખતે માનવી નિશ્વાસ નાંખે છે. બિલકુલ વાસનારહિત કોઈનું મરણ થયું હશે ખરૂં ? અને વાસના, પ્રાચીન હિન્દુઓની ભાષામાં કહીએ તો, પૂર્વસ્નેહની પૂરેપૂરી નહિ હોલવાએલી ભસ્મ જ છે; અને સર્વ

પ્રકારનો સ્નેહ થોડે ઘણે અંશે દિવ્ય હોય છે, તેથી તે ભરમ પણ દિવ્ય ભરમ છે.

હિન્દુસ્થાનના સુન્દર પુરાણુતત્ત્વમાં રહેલી નીતિભાવનાની કિંમત યુરોપમાં જોઈએ તેવી સમજાઈ નથી. ત્યાંના લોક એમ ધારતા જણાય છે કે સદાચારની શોધ અમે પોતે જ કરી છે; ઝેનૉફ઼ેનીઝ, પ્લેટો, સેઈન્ટ પૉલ, સેઈન્ટ ઑગસ્ટિન, અને બીજા ઉપલકિયા નીતિવિદો પાસેથી તેઓ શીખ્યા છે કે બહુદેવવાદી+ પ્રજામાં નીતિ તો હોય જ નહિ.

---

+ દેવોની કથાઓમાં અનીતિ હોય છે, માટે તે કથાઓ જોડી કહાડનાર મનુષ્યો પણ અનીતિમાન હોવા જ જોઈએ—આ જૂની દલીલ એકેશ્વરવાદીઓએ કરેલી નિન્દા છે. કિંગ્ઝલીના 'રોમન અને ટ્યૂટન' નામના ગ્રન્થમાં, અને એવા બીજા ગ્રન્થોમાં, રોમનને સર્વથા દુર્ગુણી અને ટ્યૂટનને સર્વથા સદ્‌ગુણી વર્ણવ્યા છે; પરંતુ એ બિલકુલ સાચી વાત નથી. ઈસ્કિલસ વિષે લખતાં પ્રો. લૂઈ કૅમ્પબેલ કહે છેઃ 'સત્ય વાત તો એ છે, કે થોક લોકોને ધાર્મિક આચાર પ્રાણ સમાન વ્હાલા હતા; અને પુરાણકથારૂપી વાદળાંના રસ્તા રંગો તો માત્ર મનને

પ્રાચીન રાજનગર રોમના દુર્ગુણોને લીધે સર્વ જૂની પ્રજાઓ દુષ્ટ જ હતી એમ તેઓ માની બેઠા છે, જોકે પ્રાચીન રોમથી ઊતરે નહિ એવાં ઘણાંય શહેરો હાલ પણ પડયાં છે. અને હિન્દુસ્થાન પ્રાચીન પ્રજાઓમાંની અસ્તિત્વ ધરાવતી એક પ્રજા છે. પરંતુ, કેટલાક ધારે છે તેમ, તે અનીતિનો ખાળકૂવો નથી; વળી, બીજા કેટલાક માને છે તેમ, તે નીતિશાસ્ત્રમાં એક કોરી પાટી નથી, કે જેના ઉપર તમારી મરજીમાં આવે તે તમે લખી જાઓ. આ ગેરસમજનું કારણ અજ્ઞાનથી ઉપજતો અહંકાર જ છે. હિન્દુઓમાં એક આખ્યાયિકા છે કે ચકોર નામનું એક પક્ષી ચન્દ્રકિરણ પર નિર્વાહ કરે છેઃ અને એ લોકો પણ એ પક્ષી જેવા જ છે. તેમની સર્વ પ્રાચીન કીર્તિનો વિનાશ થયો છે, છતાં એક ભંડાર તેમની

---

વિનોદનાં સાધન રૂપ હતાં, અને સ્વભાવતઃ કેટલેક અંશે માત્ર તરંગ અને કલ્પનાની આનન્દકારક કૃતિ જ હતી.' આ વચન હિન્દુ લોકોને પણ યથાર્થ લાગુ પડે છે.

પાસે હજી રહ્યા છે—ગીર્વાણ ભાષામાં રહેલો ધર્મનો અને પુરાણકથાઓનો સંગ્રહ. (અને એ ભાષાનો અધિષ્ઠાતા દેવ ચન્દ્ર છે.) હિન્દુ લોકો આપણાથી ભિન્ન રુચિવાળા છે. આપણે ત્યાં, અર્વાચીન પ્રાશ્ચાત્ય પ્રજાઓમાં, સાહિત્ય અને ધર્મ એક નથી, પણ બે જુદી વસ્તુઓ છે; સત્ત્વમાં તેમ જ મૂળમાં તદન ભિન્ન છે; જોકે ક્વચિત ક્વચિત કોઈ મિલ્ટન ને કોઈ ન્ટી તે બેને સાંકળી દઈ હિન્દુ કવિતાને મળતું કંઈક આપણી પાસે રજૂ કરે છે. હિન્દુસ્થાનમાં તો ધર્મ અને સાહિત્યનો વિચ્છેદ થતો નથી: આપણી પેઠે તેઓ સાહિત્યને માટે ગ્રીસ તરફ દૃષ્ટિ કરતા નથી, તેમ ધર્મને માટે જૂડીઆ તરફ જોતા નથી; પણ તેમને તો ઘેર બેઠાં જ બંનેની પવિત્ર ગૂંથણી મળેલી છે. આપણને ગ્રીસ અને જૂડીઆ દેશો, તેમ જ ત્યાંની ભાષાઓ, વિદેશી છે, અને થોડા સમયમાં વધારે વિદેશી થવાનો સંભવ છે. આટલા માટે જ કહેવામાં આવે છે કે સંસ્કૃત ભાષા નહિ

જાણનાર કોઈ પણ મનુષ્ય હિન્દુસ્થાન વિષે કંઈ પણ સમજે એવો સંભવ નથી. સંસ્કૃત એ હિન્દુસ્થાનની કૂંચી છે, અને એ ભાષામાંથી જ હાલના સર્વ સ્થાનિક રૂઢિપ્રયોગોને સાહિત્યવિષયક, ધાર્મિક, ને તાત્વિક બળ મળે છે.* અને આ જ વિષયમાં બધા ખ્રિસ્તી ધર્મપ્રચારકો+ ગોથું ખાય છે. પોતાની સમક્ષ વિઘ્નનો કેવડો મ્હોટો ડુંગર પડેલો છે તે તેઓમાંના કોઈને બરોબર સમઝાતું જ નથીઃ એ વિઘ્નગિરિ ગણેશને પણ ઓળંગવો ભારે પડે એવો છે. હિન્દનો ધર્મ બદલી નાંખવો

---

* મિ. રડયાર્ડ કિપ્લિંગનું વચન-કે 'હિન્દુસ્થાનમાં દસ ઈશ્વરી આજ્ઞાઓનો વિધિ નથી'-આપાતતઃ સત્ય હોઈ વસ્તુતઃ મૂર્ખતાભર્યો પરિવાદ છે. એ કવિએ દોરેલું હિન્દનું ચિત્ર હિન્દમાં વસતા અંગ્રેજોની દૃષ્ટિથી દોરેલું હોઈ અયથાર્થ છે. લશ્કરી હિતની ખાતર હિન્દને કદાચિત કરી ખોટા રૂપે મૂકવામાં આ લોકપ્રિય લેખકે બાકી રાખી નથી; જોકે હિન્દુ લોકોનું હિન્દુસ્થાન એને માટે તો સાત તાળાં દીધેલા ઓરડા સમાન છે.

+ missionaries

હોય, તો પ્રથમ તે દેશની સર્વ પ્રાચીન તેમ જ અર્વાચીન ભાષાઓ ભૂસી નાંખવી જોઈએ. કદાચ સંસ્કૃત તથા પાલિને તમે ભૂસી નાંખો—જોકે તેનો અસંભવ દિવસે દિવસે વધતો જાય છે—તોપણ ત્યાં હાલ બોલાતી માતૃભાષાઓ રહી; તુળસીદાસ તુકારામ કબીર અને બીજા અનેક ધર્મોપદેશકો બાકી રહ્યા; અગણિત લોકકથાઓ, વાર્તાઓ, કહેવતો, ઉત્સવો, અને ગીતોની તો વાત જ કોણ કરે છે. આ બધી વસ્તુઓ ઉપર પેલા ચકોરની પેઠે ઊછરેલો ઉચ્ચ વર્ણનો હિન્દુ પોતાના પૂર્વજોની પેઠે એમ માને છે, કે સાધુતા એટલે કષ્ટપુરઃસર રાખેલી ત્યાગભાવના; પરંતુ એ જુએ છે કે ખ્રિસ્તી ધર્મપ્રચારકો સુન્દર બંગલાઓમાં નીરાંતે રહે છે, સારા સારા ઘોડાઓ પર સવારી કરે છે, અને તેમની વિલાસિની પત્નીઓના પોશાકમાં પવિત્રતાની નહિ પરંતુ પારિસ ફ્રશ્દેસ્તી અસર જણાય છે. આ વિરોધને લીધે તેને તે ધર્મમાં આસ્થા થતી નથી.

ઉત્તમોત્તમ સાધુ બુદ્ધ નીચ વર્ણના ન હતા, અને તેમની વૃત્તિ પોતાના ધંધામાંથી આજીવિકા મેળવવાની ન હતી. એ મહાકુલીન હતા, છતાં સંસારથી વિમુખ થયા હતા. તેમ ઇંગ્લંડના દસ બાર અમીર કે ઠાકોર હિન્દમાં આવી સ્વેચ્છાથી પોતાની ત્યાગભાવના પ્રદર્શિત કરી દેખાડે, તો હિન્દુ લોકોને ખ્રિસ્તી ધર્મની સાત્ત્વિકતા સ્પષ્ટ જણાઈ આવે; બાકી ખ્રિસ્તી ધર્મનો સભાઓ ભરાય, અને તેમાં યૂરોપના બુદ્ધિવાદે તજી દીધેલો ધર્મ હિન્દુઓના મ્હોં આગળ ધરાય, તેથી કંઈ વળે એવું નથી. ખ્રિસ્તી ધર્મને યૂરોપમાં હાલ મળતો સત્કાર તેના પ્રચારકોના માર્ગમાં અન્તરાયરૂપ થાય છે તે વાત પર જાણી જોઈને ઢાંકપિછોડો કરવામાં આવે છે; પણ હિન્દુઓ એ સારી પેઠે સમજી ગયા છે. હિન્દુઓના પ્રાચીન સાહિત્યની પંક્તિએ પંક્તિએ, કોઈ પણ ધર્મપ્રચારક શીખવી શકે તેના કરતાં સરસ, ધર્મનું રહસ્ય રહેલું છે. એ રહસ્યના

બળે કરીને સ્ત્રી પતિમાં અનુરક્ત રહે છે; પુરુષ ધર્મ પ્રત્યે, પિતૃઓ કુટુંબ ને માતૃભાષા પ્રત્યે કર્તવ્યનિષ્ઠ રહે છે. કોઈ પણ ડાહ્યા કુલીન હિન્દુને ગળે આ વાત કદી ઊતરી શકે જ નહિ, કે જે ધર્મમાં પિતૃઓનો ત્યાગ કરવો, કુટુંબને પરહેરવું, ગોમાંસ ખાવું, દારૂ પીવા, અને છૂટાછેડા સારૂં કચેરીમાં અરજી કરવી એ વિષેની આજ્ઞા, સંમતિ, કે દૃષ્ટાન્ત હોય, તે ધર્મ સ્વીકારવા યોગ્ય છે. ઇતિહાસક લિવિની કથામાં વર્ણવેલા રોમ્યુલસના રોમની પેઠે ખ્રિસ્તી ધર્મ પુરાતન કાળની દુઃખમય સ્થિતિમાં ભ્રષ્ટ, પાપી, અન્ત્યજ, ને અનાથનું આશ્રયસ્થાન બન્યું હતું; તેવી જ સ્થિતિ હાલ આપણે હિન્દમાં જોઈએ છીએ.

વળી, પ્રાચીન સંસ્કૃત ભાષામાં રહેલો મૂર્તિપૂજાનો ભાવ ગ્રીસના કરતાં ઓછો સુન્દર નથી, તેના કરતાં વધારે પવિત્ર છે, અને ખ્રિસ્તી ધર્મની હયાતી પહેલાંનો છે. એ સંસ્કૃત ભાષામાં હજી

પણ પાશ્ચાત્ય નવીનતાને ના રુચે એવી મોહની રહેલી છે, દૂર સુદૂર ઊડતી અજ્ઞાતતાનો અંશ રહેલો છે. પૃથ્વીના અજ્ઞાત પ્રદેશોને, પ્લૂટાર્કના કહેવા પ્રમાણે, ભૂગોળશાસ્ત્રીઓ કાદવ રણ ને રાની પશુઓથી ભરતા હતા તે સમય આપણે માટે તો ગયો જ છે. પણ હિન્દુ વાર્તાઓનો પ્રદેશ મોહક કલ્પનાસૃષ્ટિમાં છે, સ્વપ્નસૃષ્ટિમાં છે. + + + + હિન્દુસ્થાનના પ્રાચીન સાહિત્યમાં, તેનાં ઇતિહાસ-પુરાણોમાં, કનકપુરીઓ, શ્વેત દ્વીપો, ક્ષીરસાગરો, સમુદ્રથી ઘણે દૂર રહેલા અસ્તાચળો, ઇત્યાદિ કાલ્પનિક ભૂગોળના પ્રદેશો ઠેર ઠેર રહેલા છે. એ આખી સમર્થ સ્વપ્નસૃષ્ટિ છે, અને તેમાં ગહન અલૌકિક કલ્પનાશક્તિનું જ સામ્રાજ્ય છે. પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે; હિન્દુ કહેશે કે હા, ખરી વાત છે, પણ મ્હારા હૃદયમાં મ્હારાં જૂનાં કાવ્યોનો પડઘો પડે છે કે હંમેશ સાયંકાળે સૂર્ય ભગવાન અસ્તાચળની પાછળ વિશ્રાન્તિ લેવાને

ઊતરે છે. ભૂગોળવિદ્યાનાં મૂળતત્ત્વોના ગ્રન્થને નહિ સ્વીકારતાં કાળિદાસ ને વાલ્મીકિનાં વચન પ્રમાણે તે જાણી જોઈને ભૂલ કરવાનું પસંદ કરે, તો તમે તેનો દોષ કહાડશો ? તેને મન સ્વપ્નસૃષ્ટિ એ જ વાસ્તવિક સૃષ્ટિ છે; અને એ બધાની મોહની સંસ્કૃત ભાષામાં રહેલી છેઃ તે ભાષા નહિ જાણનારને તે મોહની સમઝાય જ નહિ. તમારા **મિલ*** ને તમારા **મેકૉલે**ની આ વિષયની દલીલો આંધળાઓ રંગ વિષે ચર્ચા કરે તેવી છે. માત્ર જે અસ્તિત્વમાં જ ન્હોતું, તે કદી જૂનું થતું જ નથી. સ્વપ્નનો સંહાર થઈ શકે નહિ, કેમકે તે તો મૃત જ છે.

ઇંગ્લંડના નૈર્ઋત્ય કોણમાં, છેક સમુદ્રની કોર

---

* જેઇમ્સ મિલે હિન્દુ નીતિશાસ્ત્રપર કરેલી ટીકા એક જબરા ગુન્હા રૂપ છે, સાહિત્યની દૃષ્ટિએ પાપરૂપ છે. Inductive Philosophy નો નેતા જે ભાષાનો એકે શબ્દ પોતે વાંચી પણ જાણતો નહિ તેના ઉપર અપ્રમાણ ટીકા કરે!

પર, એક ટેકરી આવેલી છે. તે ટેકરી હિન્દમાં–મૂર્તિપૂજક હિન્દમાં—હોત, તો તે ક્યારનીય હિમસુતાનો આવાસ થઈ ગઈ હોતઃ તેની સુંવાળી હરિયાળી ભૂમિનો સ્થૂળ સમૂહ દૂરથી કોઈ રમણીના બૃહદાકાર સ્તન સમાન જણાય છે. ત્યાં એક દિવસ પીતવર્ણી સન્ધ્યાકાળે પડયો પડયો હું વિચારમાં લીન થઈ ગયો. હું મનમાં બોલવા લાગ્યોઃ આ મ્હારા હિન્દુસ્થાનની સોનેરી સન્ધ્યા ન્હોય, કેમકે જરા જરા ટાઢ વાય છે; છતાં આ ટેકરી પાર્વતીને જ લાયક છે. માત્ર આ પુષ્પો તેને અપરિચિત લાગશે; નક્કી તે આ 'પ્રિમરોઝ', 'બટરકપ', ને 'ગૉર્સ' ને ઓળખશે નહિ. છતાં તે કંઈક છેતરાશે; કેમકે આ જ ક્ષણે પેલા લુણ્ડી દ્વીપની પાછળ સૂર્ય અસ્ત થાય છે તેને તે જરૂર અસ્તાચળ માનશે.

આ પ્રમાણે હું પાર્વતીનો અને તેના પતિનો વિચાર કરતો હતો, એટલામાં એકાએક **હું બોલી ઊઠયોઃ હે ચન્દ્રમૌલિ, તું પોતે જ ત્રિકાલસ્વરૂપ છે,**

અને કાળના ગુપ્ત ભેદ જાણે છે; છતાં તેં સ્વપ્ને પણ ધાર્યું હતું, કે એક દિવસ તારા સર્વ પૂજકો દૂરના ઉત્તર સમુદ્રમાં આવેલા આ ધુમસવાળા ન્હાના દ્વીપની સત્તા તળે આવી પડશે ? જે વિધાતાની લીલાથી આખાં વિશ્વો સ્રજન અને લય પામે છે, તેણે પાશ્ચાત્ય વ્હેપારીઓના હાથ તળે તારા કલ્પનાશીલ અગણિત પૂજારીઓને આણ્યા એ કેવો વિરોધ ? એ લોકો પૃથ્વી પરની કોઈ પણ પ્રજાથી તારા ભક્તોને ઓછા મળતા છે. મોગલો ને મરાઠાઓ, કલાઈવ અને ડુપ્લે જેવા સૈનિકો ભરચક મોતી અને સોનાથી ઝગઝગતા ભારે મુગટને માટે જંગ મચાવી રહ્યા હતા, ત્યારે હિન્દના દેવો, જાડીઆમાં થયું હતું તેમ, શું હિન્દુસ્થાનનો ત્યાગ કરી ગયા હતા ? અને તું શું સહસ્ર વર્ષના યોગની સમાધિમાં ભરાઈ બેઠો હતો ? પરંતુ મ્હારા પ્રશ્નનું કંઈ પ્રયોજન નથી, કેમકે તું તો તારા હિમાચળના હજી પણ અજ્ઞાત હિમપ્રદેશમાં ક્યાંય દૂર બેઠો છે.

અને આમ બોલતાં બોલતાં મ્હેં નજર ઊંચી કરી જોયું, તો લૂણકી દ્વીપ અને સમુદ્રની ઉપર જ સન્ધ્યાસમયે આકાશમાં નીચે લટકતી લગભગ અદૃશ્ય ચન્દ્રરેખા મ્હારી સંમુખ વિરાજતી હતી. અને તત્ક્ષણ હું બોલી ઊઠયોઃ અહા ! મહેશ્વર, મ્હારી ભૂલ થઈ; તું સર્વવ્યાપક છે એ હું તદ્દન વીસરી ગયો; જ્યાં તારી રેખા છે, ત્યાંથી તું દૂર હોય જ નહિ એ નિઃસંદેહ છે. માટે મ્હને કહે કે તારા ભક્તોને દંડ દેવાની તારી ઇચ્છા હતી, કે પછી તારી ઉપેક્ષાને કારણે તેમનો અધઃપાત થયો ? અને પરિણામે શું થશે ?

અને હું ચન્દ્રરેખાને સ્થિર દૃષ્ટિએ નિહાળતો હતો, એટલામાં મ્હને તરંગધ્વનિ રૂપે મહાદેવનો અટ્ટહાસ સંભળાયો. તરત જ દેવ બોલ્યાઃ રે મૂર્ખ પાશ્ચાત્ય, મ્હારી વિશ્વવ્યાપિતા ઉપરાંત તું બીજું ઘણું ય ભૂલી ગયો છે. તારા પોતાના જ એક તત્ત્વજ્ઞનાં વચનનું તને સ્મરણ નથી ? અથવા મ્હારા પ્રાચીન હિન્દુ ઋષિમુનિઓએ આપેલું જ્ઞાન તું

તદન વીસરી ગયો ? નહિ તો કર્મનાં ફળના પરિપાકનો ભાગ તું મ્હારે શિર નાંખે નહિ. મ્હારા ભક્તોનાં જેવાં કર્મ છે, તેવી તેમની સ્થિતિ છેઃ પૂર્વ જન્મમાં વાવેલા પાપવૃક્ષનાં ફળ અત્યારે તેમને મળે છે. તે સમયે આચરેલા અપરાધો મૃત્યુની પેરે હમણાં તેમની પાછળ પડ્યા છે, અને તેમને અન્ધકારમાં ઘેરે છેઃ એમાં તેમનો પોતાનો જ દોષ છે, અને તેનો ઉપાય તેમના પોતાના જ હાથમાં છે. તેમણે પોતાની મુક્તિ પોતાની મેળે મેળવવાની છે, અને તે પણ અવિનીતતા ને બળાત્કારથી નહિ, પરંતુ તપ અને કષ્ટથી.

હું તો શાન્તભાવે મહાદેવનાં વચનનું શ્રવણ કરી રહ્યો હતો; અને તે પૂરાં થયાં ત્યારે મ્હેં દૃષ્ટિ ઊંચી કરી. થોડી વારે હું મનમાં બોલ્યોઃ ખરેખર, આ નિર્મળ ઇન્દુ દિવ્ય મુગટ છે; અને આ સમુદ્રનો મર્મરધ્વનિ પ્રભુનો સ્વર છે.

ક્રિસમસ, ૧૯૧૦

# અનુક્રમણિકા

# પુણ્યપુંજ

## મંગળાચરણ

હે કપાલવિભૂષિત દક્ષસંહારક **મહેશ્વર**, જે ચન્દ્રલેખાનું રૂપેરી તેજ તારા જટાજૂટના **વનની** છાયામાં થઈને કુલસ્ત્રીની પેઠે બ્હીતે બ્હીતે છાનુંમાનું બહાર સરી જાય છે, અને તારા ચરણે સાષ્ટાંગ પ્રણામ કરતી ત્રિલોકીની ઉચ્ચોચ્ચ પીઠ પર નીલ નિસ્તેજ આશીર્વાદ રૂપે અન્તે પડે છે, તે તારા મુગટ રૂપે રાજતી ચન્દ્રલેખાની કાન્તિને ભક્તિપૂર્વક વળગીને કાલોદધિનાં મોજાંમાં ડૂબતાં ડૂબતાં અમે ટકી રહીએ છીએ.

श्रियं दिशतु वः शंभोः श्यामः कंठो मनोभुवः ।
अंकस्थपार्वतीदृष्टिपाशैरिव विवेष्टितः ॥

× × ×

पातु वो नीलकंठस्य कंठः श्यामांबुदोपमः ।
गौरीभुजलता यत्र विद्युल्लेखेव राजते ॥

## ૧

ઉત્તર દિશામાં ઘણે દૂર, હિમાલયની ખડબચડી બાજુઓમાં અર્ધ ઢંકાએલું એક ન્હાવાનું પવિત્ર સ્થાન આવેલું છે. તે મહાદેવનો અતિપ્રિય અવાસ છે. ત્યાં ગિરિવરના એક ખડકવાળા કોતરમાં થઈને ગંગા નીચે કૂદી પડે છે, અને બહાર મેદાનમાં ધસી જાય છે. જમના અને સાગર સાથેના ભાવી સંગમના વિચારે હસતી હોય તેમ ફીણને લીધે તે દેખાય છે. આ જગાએ ઘણા કાળ પૂર્વે એક દિવસે સાંઝે એવું બન્યું, કે તે અતિપવિત્ર નદીના તટ પર બે બ્રાહ્મણો પોતાની વડાઈ કરતા કરતા ચડભડી પડયા, અને કજીઓ કરવા લાગ્યા. બન્ને જણે ઘણો વખત ફોગટ માથાં ફોડયાં; એક કહે કે હું વધારે કુલીન, ને બીજો કહે કે હું વધારે કુલીન. આખરે એક બોલ્યોઃ આ અક્કલ વગરની વાત જવા દો! ખરે બપોરે સૂર્યપ્રકાશ

વિષે આંધળા સિવાય બીજો કોણુ તકરાર કરશે? અથવા અગસ્ત્યગોત્રી મ્હારા કુળ સાથે તારૂં કુળ બરાબરી કેમ કરી શકે? એટલે બીજાએ તિરસ્કારથી કહ્યું: તું કહે છે તેની તું પોતેજ સાખ પૂરે છે; મ્હારા ધારવા પ્રમાણે તારા જેવા ગટ્ટાના મૂળ પૂર્વજો બાલખિલ્યો[1]જ હોવા જોઇએ. પહેલાએ ગુસ્સે થઈ જવાબ દીધો: તારા જેવા પશુના નિરુપયોગી મ્હોટા પિંડમાં ભરાએલા ગટ્ટા જીવ કરતાં અગસ્ત્યનું ગટ્ટું શરીર ઘણું સારૂં. એટલે એકદમ તેના સ્હામાવાળીઆએ તેના ઉપર ધસી આવી તેને લાત મારી, અને મ્હોટે સાદે બોલ્યો: હેં! તું મ્હને પશુ કહેનારો? તો ચાખ મ્હારી ખરીનો સવાદ. પણ તારા અગસ્ત્યની કિંમત તો ધૂળ બરાબર પણ નથી! પશુપતિ[2] પણ જોઇ રહે એવી અદ્ભુત તપશ્ચર્યા વડે હું મોક્ષ મેળવવાની તૈયારીમાં હું; તો પછી

---

1. અંગુઠા જેટલા ન્હાના દેવી પુરૂષો. અગસ્ત્ય ઘણા ઠીંગણા હતા.

2. શિવ: સર્વ યોગીઓમાં શ્રેષ્ઠ.

તારા અગસ્ત્યનો મ્હારે શો હિસાબ ?

આ પ્રમાણે આ બે મૂર્ખાઓ લડતા હતા તે વખતે દૈવજોગે એવું બન્યું, કે ચરાચર પ્રાણીઓના પતિ–સાક્ષાત **પશુપતિ**–તેમના માથા ઉપર થઈને ગૌરીસહિત આકાશમાર્ગે જતા હતા. પૃથ્વી પરના પોતાના નિવાસસ્થાન, ગગનચુંબી પ્રાસાદોવાળા ઉજ્જનથી તેઓ પોતાને ઘેર કૈલાસ તરફ સીધાવતા હતા. આ બખેડો જોઇ તે એકાન્ત સ્થળમાં પોતે ખડખડ હસી પડયા. અટ્ટહાસને વજ્રપાત ધારી પેલા બન્ને બેવકૂફો સ્હામસ્હામી દિશામાં અતિશય ત્વરાથી પલાયન કરી ગયા. તેમને ન્હાસી જતા જોઇ **પાર્વતીએ શિવને કહ્યુંઃ** પેલા મૂર્ખ બ્રાહ્મણોના અતિનિન્દ્ય વર્તનથી તમને હસવું આવે એ યોગ્ય જ છે. **મહેશ્વર** બોલ્યાઃ ના, હું તેથી હસ્યો નથી. આ હાસ્યપાત્ર મર્ત્ય જન ઘણુંખરૂં આવી જ રીતે લડે છે. બુદ્ધિનો ઉપયોગ કરવાને બદલે દર્પ, અભિમાન, ને ક્રોધથી અન્ધ બનીને તેઓ ગાળા-

ગાળી ને મારામારીનો પણ ઉપયોગ કરે છે. અને આવા પ્રત્યેક દૃષ્ટાન્તથી હું હસ્યા કરૂં, તો મ્હારે રાતદિવસ હસ્યા જ કરવું પડે. કેમકે આવી દલીલોનો કદી અન્ત આવતો જ નથી. પછી પાર્વતીએ પૂછયું: ત્યારે તમે શું હસ્યા ? ચન્દ્રશેખર ધીમે રહીને બોલ્યા. પેલા શેખીખોર બ્રાહ્મણના અજ્ઞાનથી ચકિત થઇ હું તો હસ્યો. હમણાં જ એણે કહી એવી તપશ્ચર્યામાં તેના એક પૂર્વજન્મમાં તે તદ્દન નિષ્ફળ નીવડયો હતો. આ વાત તે બિલકુલ ભૂલી ગયો છે, અને સ્વપ્નમાં પણ ધારતો નથી કે તે મોક્ષ તરફ નહિં પણ તેથી વિમુખ થઇ આથડે છે. કારણ કે હાલના જન્મોનાં તેનાં સર્વ કૃત્યો એક પછી એક પગથિયા રૂપે થઇ તેને જન્મમરણના ખાડામાં ઊતારે છે; અને એ ખાડામાંથી ફરીથી બહાર નીકળવું તેને ઘણું મુશ્કેલ થઇ પડશે. કોઇ જીવનો વિનિપાત થવા માંડે છે, ત્યારે તેને પાછો ઉન્નતિને માર્ગે ચઢાવવો, અગર તે ને તે

સ્થિતિમાં પણ રાખવો, ઘણું જ દુષ્કર કામ છે; કેમકે પ્રત્યેક નવી ભૂલ તેના બોજામાં ઊમેરો કરે છે અને તેની અધોગતિને ત્વરિત કરે છે. હવે જો તે જીવ આ વાત જાણે, તો પોતાની પાપી વૃત્તિઓને ફેરવવા માટે અનેક જન્મો ધારણ કરી એક અનન્ત નિર્જળ રેતાળ મેદાન જેવા આ ભવમાં હજારો વર્ષો સુધી પોતાને રખડવું પડશે—એ વિચારથી તે આભો જ બની જાય. કર્મરૂપી મહાસાગરનાં મોજાં તેના માથા ઉપર ઊછળી રહ્યાં છે, અને પોતે જ ઉત્પન્ન કરેલા પાપરૂપી ચીકણા કાદવના અગાધ ખાડામાં નીચે ને નીચે ઊતરતા એક પત્થર જેવી તેની સ્થિતિ થઇ રહી છે.

પાર્વતીએ પૂછ્યું: તેની શેખીથી બિરુદ્ધ વર્તનારી તે તપશ્ચર્યા કેવી હતી, કે જેના વિચારથી જ તમને આ પ્રમાણે હસવું આવ્યું? મહાદેવે કહ્યું: એ કથા ઘણી લાંબી છે; હું હમણાં જ શરૂ કરૂં, તોપણ આ ગતિએ ચાલતાં આપણે કૈલાસ પહોં-

ચીએ ત્યાર પછી ઘણી વારે પૂરી થાય. પણ મ્હને લાગે છે કે મ્હારે તને આખી વાત કહેવી જ જોઇએ; તેથી હું આપણી ગતિને એવી અનુકૂળ કરીશ કે આપણે કૈલાસ પહોંચીએ અને વાર્તા પૂરી થાય. વળી, ઉતાવળે ચાલવું એ પણ ઠીક નથી. મ્હારા ચન્દ્રનું તેજ નિહાળવું મ્હને ગમે છે. તે તારા પિતાની પ્રચંડ ખીણોની અન્ધારી કરાડોમાં ચોરની પેઠે છાનુંમાનું ભરાઇ જાય છે, અને સૂર્યાસ્ત વખતે તેની બાજુઓમાં પથરાઇ રહેલી રંગ-બેરંગી સાદડી ખસેડી નાંખી તેને બદલે મૃત્યુના શીતળ વાતાવરણ જેવી પોતાની ઠંડી મ્લાન પ્રીકાશ તેમના ઉપર પાથરે છે.



## ૨

હે હિમસુતા, સાંભળ ત્યારે. ઘણા કાળ પૂર્વે તેના એક પૂર્વજન્મમાં આ શેખીખોર એક બ્રાહ્મણ હતો. તેનું નામ તૃષોદધિ હતું, અને તે વંશપરંપરાથી રુરુ નામના એક રાજાનો પ્રધાન હતો. અને વાત એમ હતી, કે આ રુરુ રાજા ન્હાનપણમાં અતિશય લાડને લીધે બગડયો હતો. પોતે જુવાનીમાં હતો ત્યારે તેની રાણી તેને બદચાલની માલૂમ પડી. તેથી તેને સ્ત્રીમાત્ર ઉપર તીવ્ર ધિક્કાર ઉપન્યો. પણ આશ્ચર્યની વાત છે કે એ ધિક્કાર પ્રેમના રૂપમાં પલટાઇ ગયો. એક સ્ત્રીના દોષને લીધે આખી સ્ત્રી જાતિ ઉપર વેર લેવા ઇચ્છતો હોય, તેમ તેણે મત્ત મધુકરની પેઠે કામાન્ધ થઇને ફૂલે ફૂલે ભટકવા માંડયું; પોતાનું મન ચોંટે તે દરેક સ્ત્રીને પ્રેમ દર્શાવવા લાગ્યો, અને જેવી તે પોતાની થઈ કે તરત જ તેને લાત મારી હાંકી કહાડતો. તે

રાજા હતો એટલા માટે જ નહિ, પણ અતીવ કાન્તિમાન પુરુષ હતો તેથી વિશેષ કરીને, તેના રાજ્યની ઘણીખરી સ્ત્રીઓ તેના ઉપર મોહિત થયા વગર રહી નહિ. આ પ્રમાણે તેણે એક ભયંકર રોગની પેઠે પોતાના રાજ્યની સ્ત્રીઓને ધીમે ધીમે ખરાબ કરી. પોતાની પત્નીની કુચાલને લીધે તે રાજા એક સારો માણસ મટીને દુષ્ટ થઇ ગયો. રાજ્યના સર્વ પતિઓ અને પિતાઓને તેનો ભય રહેતો હતો; તેના પ્રધાન તૃષોદધિને સવિશેષ ભય રહેતો હતો. કારણ કે તૃષોદધિ થોડા જ સમય ઉપર વત્સતરી[1] નામે એક પોતાથી ઘણી ન્હાની સ્ત્રીને પરણ્યો હતો. તે સ્ત્રીનું નામ સાર્થક હતું, કેમકે યૌવન અને લાવણ્યમાં તે બીજના ચન્દ્રની શિંગડીઓ જેવી હતી. બીજનો ચન્દ્ર અને પૂનમનો ચન્દ્ર–એ બે અવર્ણ્ય સ્થિતિઓ વચ્ચે જેમ ચન્દ્રમા મ્હાલે છે, તેમ તે સ્ત્રી મુગ્ધાવસ્થામાં મ્હાલતી હતી. છતાં, ચન્દ્રથી વિરુદ્ધ

---

૧ વ્હાલી; વાછરડી.

વર્તીને, તે પોતાના પતિ સિવાય કોઇને દૃશ્ય હતી નહિ. તેના અદ્ભુત લાવણ્યને લીધે તેમજ પોતાના પાકટ વયને લીધે, તૃષોદધિની સ્વાભાવિક ઇર્ષ્યામાં ઘણો વધારો થયો હતો. દુનિયાના બધા જ પુરુષોથી, અને પોતાના રાજાથી સવિશેષ, તે બ્હીતો; પત્ની રખે રાજાની નજરે ચડે એવી ધાસ્તીમાં ને ધાસ્તીમાં તે નિરન્તર રહેતો. એક અણુમોલ મોતીની પેઠે પત્નીને બીજા કોઇની આંખે ચડવા દેતો નહિ. તેની પાછળ ઘેલો ઘેલો થઇ જતો હતો; છતાં નાછૂટકે ઘણી વાર એકલી મૂકી તેને જવું પડતું. કેમકે કામાન્ધ અવસ્થામાં પૂરપાટ દોડતા રાજાએ સર્વ રાજકાર્ય છોડી દઇ પ્રધાનને શિર નાંખ્યું હતું, અને કામનો બોજો ઘણો વધી જવાથી પત્નીને માટે થોડો થોડો સમય જ તૃષોદધિને મળતો. છતાં, પોતે તેની પાસે ના હોય ત્યારે ઇર્ષ્યા ને ભયથી તેને અત્યન્ત દુઃખ થતું. તેવી દશામાં, પત્નીની અનેક છબીઓ તે કલ્પતો, પોતાની ગેરહાજરીમાં તેની

આસપાસ વીંટળાએલા અનેક જાર જોતો, અને વળી તે પ્રત્યેક જાર રુરુ રાજા જ હોય તેમ માની લેતો; જાણે કંસારાતિની[1] પેઠે રુરુ રાજા મરજીમાં આવે તેટલાં સ્વરૂપ ધારણ કરી શકતો ન હોય ! વત્સલરી, વસ્તુતઃ, અશ્રુબિન્દુ કરતાં પણ વધારે પવિત્ર હતી; તોપણ તેના પતિના મનમાં અનેક શંકાઓ રહેતી. આ શંકાઓ તેના વિહ્વળ આત્માના કર્ણમાં મધમાખીઓની પેઠે ગણગણાટ કર્યા કરતી, અને તે લોભી ને આગ્રહી માખીઓના ઝપાટામાંથી પોતાના મધુરસપૂર્ણ નીલ કમળને માળીની પેઠે બચાવવાના પ્રયત્નમાં ને પ્રયત્નમાં તે લગભગ ગાંડા જેવો થઇ ગયો. અને તેટલા નિર્ભય સ્થાનમાં તેને રાખવાના હેતુથી એક કિલ્લા જેવા મકાનમાં ઊંચા કોટથી સુરક્ષિત બાગમાં તેને પૂરી રાખતો, અને જ્યારે જ્યારે તે તેને મળવા જતો ત્યારે ત્યારે તેનું હૃદય ચિન્તાથી કંપતું, કે રખે તેની હંમેશની

[1] કૃષ્ણ.

ભીતિ ખરી ઠરે. અને ખરેખર એમ જ થયું. એક દિવસ રોજના નિયમ કરતાં ઘણો વ્હેલો કામ પરથી પરવારીને તે ઘેર આવ્યો, અને, તેની શંકાઓ સાચી ઠેરવવાનું દૈવે નિર્ધાર્યું હોય તેમ, પોતાની પત્ની વિનોદને માટે હંમેશ ફરતી હતી તે બાગમાં પેઠો, અને જુએ છે તો તેને રાજાના ભુજયુગલમાં જ દીઠી.

આવું જોઈને, એક ક્ષણભર તે જોડા સ્હામે ટકટક જોતો શાંત ઉભો રહ્યો. તેની આંખોમાં એકાએક અત્યન્ત આશ્ચર્ય, પછી અત્યન્ત દુઃખ, પછી અત્યન્ત ક્રોધ, ને છેવટે અત્યન્ત શીતળતા વ્યાપી રહી. પછી, ધીમે ધીમે મનમાં નીચે પ્રમાણે બોલતો બોલતો ત્યાંથી ચાલતો થયોઃ હે દુઃખી અજ્ઞો, મ્હારે શામાટે આશ્ચર્યચકિત થવું, અથવા મ્હારી જાતને શામાટે દયાપાત્ર લેખવી, અથવા તમારા પર પણ શામાટે ક્રોધ કરવો ? આમાં તમારો કાંઈ વાંક નથી; તમે તો તમારા લિંગભેદની અને તમારી મલિનતાની સ્વાભાવિક નઠોર વત્તિઓને અનુસરો છો,

અને તમારા બન્ને પર ઉપકારોનો વરસાદ વરસાવ-નારને ઘોર કૃતઘ્નતાનો બદલો આપો છો. ખરો વાંક તો મ્હારો જ છે; કેમકે આ દગલબાજ અસાર સંસારમાં મ્હેં લેશ પણ વિશ્વાસ રાખ્યો. કામી અને કામિનીથી, સાપ અને વાઘથી, અને ફસાવનાર ને ફસાનારથી આ સંસાર ઊભરાઇ જાય છે; માટે આ જ ક્ષણથી હું તેનાથી વિમુખ થાઉં છું, અને કામ ને મોહથી અન્ધ થયો ન હત તો કયાર-નોએ વિમુખ થઈ ગયો હત. તે જે બોલ્યો, તે જ પળ્યો. ત્યાંથી જ, તે જ ક્ષણે, એકદમ ચાલી નીકળ્યો, ને ત્યાં ફરી પાછો આવ્યો નહિ. પત્ની, ગૃહ, રાજકાજ–સર્વને તૃણવત લેખી, સાપ કાંચળી ઊતારી નાંખે તેમ સર્વને તજી દઇ, તે સાધુ થઈ ગયો, અને વગર વિલંબે વિન્ધ્યાચળના જંગલ તરફ ચાલી નીકળ્યો.

જતાં જતાં તે અતીવ દુઃખી બ્રાહ્મણ આંખમાં આંસુ લાવી, ગુસ્સે થઈ, મનમાં કહેવા લાગ્યો.

અરે ! જ્યાં પાપીઓ પોસાય, સદ્‌ગુણીઓનું સત્યાનાશ વળે, અને અનુરાગ સેવા ને ભક્તિના બદલામાં નીચ કૃતઘ્નતા ને કડવી નિરાશા મળે—એવા આ સંસારને ઉત્પન્ન કરવામાં કર્ત્તાનો શો હેતુ હશે ? ખરેખર, તેણે એક ગંભીર ભૂલ જ કરી છે. પણ દુનિયાના નિયામક દેવતાઓ આ સ્થિતિ કેમ ચાલુ રહેવા દે છે ? અને પોતાના દુઃખનું કારણ પોતે ન હોય ને દુનિયાની સ્થિતિ હોય, તેમ એકાએક તેના આત્મામાં તીવ્ર ક્રોધનો આવેશ ચડી આવ્યો. અત્યન્ત દુઃખી દશામાં તે બોલી ઊઠયોઃ અરે ! વિશ્વામિત્રને જ્યારે આ દુનિયા જોઇએ તેવી ન લાગી, ત્યારે તેણે એક નવી જ દુનિયા ન્હોતી બનાવી ? અને નવી દુનિયા ઊપજાવવાની ને એવા બીજા ચમત્કારો કરવાની શક્તિ તેનામાં શાથી આવી હતી ? તપ અને યોગથી જ. સંપૂર્ણ યોગ આગળ કશું અશકય નથી એમ તેણે પોતાના જ દૃષ્ટાન્તથી સિદ્ધ નથી કર્યું ? અને એ જ ઉપાયોથી, પૂર્ણ

અને અડગ નિશ્ચયથી, તેણે કર્યું તે શું બીજા ન કરી શકે ? હવે હું પણ તેની હરિફાઈ કરીશ ને તેનાથી ચડી જઈશ; અદ્‌ભુત તપશ્ચર્યાના બળે કરી દેવ સરખાને પણ વશ કરીશ, મ્હારૂં કહ્યું કરવાની તેમને ફરજ પાડીશ, અને તેમની મરજી હશે કે નહિ હોય તોપણ આ દુનિયાની સિદ્ધ થઈ ચૂકેલી સ્થિતિ ફેરવાવીશ. અરે ! મ્હારો નિશ્ચય દૃઢ છે, વજ્રસમ છે, અને ફરે નહિ તેવો છે. આ જ ક્ષણે હું તપ આરંભું છું, અને મ્હારે માટે એક મ્હોટો પુણ્યનો ગંજ ઊભો કરીશ, જેના બળે કરીને સ્વર્ગના દેવતાઓનું એકત્રિત બળ છિન્નભિન્ન થઈ નામશેષ થઈ જશે.

નિરાશાની કડવી વેદનામાં તેણે આવો આગ્રહ ધારણ કર્યો. જેમ જંગલમાં વરસાદના ઝપટાથી ભરાએલા ખાબોચિયાની કાચ જેવી આરસીમાં પ્રતિબિંબિત થએલા અનન્ત પોલા આકાશને જોઈ, કોઈને તે ખાબોચિયું છાછરૂં નહિ પણ અત્યન્ત

અગાધ લાગે; તેમ તેને પત્નીની કુચાલથી પડેલા ઘાને લીધે દુનિયા પર ચડેલો ગુસ્સો સંપૂર્ણ જ્ઞાનથી ઊપજતા વૈરાગ્ય સમાન લાગ્યો. આ ગુસ્સાનો જુસ્સાદાર ઊભરો જ કહી આપતો હતો, કે જે ઇન્દ્રિયાર્થોને તે ધિક્કારવાનો ડોળ કરતો હતો તે તેને ઘણા પ્રિય હતા. છતાં, તપસ્વિપુંગવ વિશ્વામિત્રને પગલે ચાલી તેણે પોતાની શક્તિ ઉપરાંતના કાર્ય સાથે ઊતાવળે બાથ ભીડી. તેને સમજણ ન્હોતી કે જેમનો આત્મા વિશુદ્ધ છે, અહંકારના ગન્ધથી વિનિર્મુક્ત છે, અને સંપૂર્ણ આત્મસંયમના પારદર્શક જળથી પરિપૂર્ણ કૂપ સમાન છે, તેઓ જ સાચા વૈરાગ્યનો અસહ્ય ભાર ઊઠાવવા સમર્થ હોય છે. છતાં, તેવી દશામાં પણ, તેણે આરંભકાળના શૂરત્વના જોમમાં ને જોમમાં પોતાનું કાર્ય આરંભ્યું, ને પહેલેથી જ વિજયની ખાતરી રાખી. પોતાની ધારણાઓ ઊંધી વાળે, પોતાને ખરાબ ખરાબ કરી દે, અને વિજયને કિનારે આવેલું વહાણ ડુબાડી

કે એવો પોતાના આત્માનો ગુણ તેને સમજાયો નહિ. જંગલના દૂરતમ ભાગોમાં પેસીને, ઘણા કાળથી સ્મરણપથમાંથી ખસી ગએલા એક નિર્જન નગરને પાદરે એકાન્ત શ્મશાનભૂમિ તેણે શોધી કહાડી. તેમાં તે પેઠો, એક યોગ્ય સ્થાન પસંદ કર્યું, અને ત્યાં વૃક્ષની પેઠે અચર સ્થિતિમાં નિવાસ કર્યો. તે ગ્લાનિકારક શ્મશાનમાં નિવાસ કરતાં માંસાહારી જંગલી પશુઓ અને નિશાચર રાક્ષસો ને વેતાળોનાં ટોળાંએ અગ્નિ ને કાળની સાહ્યથી નિર્માંસ કીધેલી ઊઘાડી ખાલી ખોપરીઓ બળતી ચ્હેના અવશેષમાંથી એકઠી કરીને મ્હારા[1] જેવી તેમની એક માળા બનાવી જપ જપવા બેઠો. તે પ્રમાણે રાતદહાડો જપ જપતો, સાપની પેઠે પવનનું ભક્ષણ કરતો, અડગ નિશ્ચયને બળે તે બેઠો રહ્યો. એમ કરતાં કરતાં સો વરસ વહી ગયાં.

આખરે તેના ખંતથી પ્રસન્ન થઈ, એક દિગં-

---

૧. મહાદેવના જેવી.

અર સાધુનો વેશ લઈ, હું એક દહાડો તેના સંમુખ પ્રગટ થયો અને બોલ્યો : માગ, માગ, માગે તે આપું. એટલે તે અડગ તૃષોદધિએ જવાબ દીધો: હે શંકર, મ્હારે કાંઇ જ જોઈતું નથી, ફક્ત મ્હને મ્હારો જપ જપવા દો. જો મ્હારે વરદાન માગવું જ જોઇએ એમ હોય તો હું મ્હારી મેળે આ જપ જપવો મૂકી દઉં ત્યાંસુધીનો સમય મ્હને વરદાન રૂપે આપો. ઉદ્યોગથી પૂર્વવત જપતો તેને મૂકીને હું તો ચાલ્યો ગયો. તેનું ભાવી મ્હને જણાયું હતું. જે ફળ કાળે કરી પરિપકવ થવાનું હતું, તેનું બીજ તે વગર જાણ્યે પોતાની સાથે લેતો જતો હતો. પોતાના ગજા ઉપરાંતનું કામ યોગ્ય વિચાર કર્યા વગર જેઓ માથે લે છે, તે સર્વને જે શિક્ષા થાય છે, તે એને માટે પણ નિર્માણ થએલી હતી. મ્હેં તેને વર માગવાનું કહ્યું તે પ્રસંગ તેણે ખોયો, તે તક તેણે ગુમાવી. કારણ કે, જો તેને આત્મજ્ઞાન હોત તો ભૂતકાળ ભૂસી નાંખીને તે તેને બચાવત.

હે હૈમવતી,[1] આગળની વાત પરથી તને જાણાશે, કે ભૂતકાળના સ્મરણે તેનો વિનાશ કર્યો.

દર્મિયાન, બીજા કશાની દરકાર કર્યા વિના તે તો અવિરત જપ જપ્યે જ ગયો; એટલે સુધી કે, આખરે, પેલી ટેકરીને અન્ધકાર ગળી ન જાય એવી ઇચ્છાથી આથમતો સૂર્ય તેના શિખરને રાગના રંગથી રંગતો જાય છે, તે ટેકરી જેટલો મ્હોટો તેનો એકઠો થએલો પુણ્યપુંજ બન્યો.



૧. હિમવાનની પુત્રી, પાર્વતી.

૩

પછી એક દિવસ એવું બન્યું કે ભૂલોકમાં ફરી આવીને માતલિ ઇન્દ્રભવને આવી પહોંચ્યો. અને આવતાં વાર જ બોલી ઊઠયો: હે પાકશાસન[1], હે અન્ય દેવતાઓ, તમે બધા શું કરો છો ? તમે ઊંઘો છો ? કે તમારા આધિપત્ય વિષેની, અથવા વિશ્વની સ્થિતિ વિષેની, સર્વ ચિન્તાને તમે ખરેખર રજા આપી છે ? નીચે ભૂલોકમાં વિન્ધ્ય પર્વતના જંગલમાં એકાન્ત સ્મશાનભૂમિમાં એક વૃદ્ધ બ્રાહ્મણ બેઠો છે. તેણે સેંકડો વર્ષ થયાં અવિરત જપથી પુણ્યનો એવડો મોટો પુંજ એકઠો કર્યો છે, કે કદાચ ત્રણે લોકનો તે નાશ કરી શકશે. જો તમે તેને એકદમ અટકાવીને તેનો પુણ્યરાશિ ઓછો કરશો નહિ, તો તેથી વિશ્વની સમતા ડગમગશે, સર્વ લોકની સ્થિતિ ઊંધી વળી જશે, ને

૧. પાક નામના રાક્ષસને મારનાર, ઇન્દ્ર.

તમે તમારી ગાદી ઉપરથી નીચે ગબડી પડશો, એમાં જરા સંદેહ નથી.

એ સાંભળીને ઇન્દ્ર બોલ્યો: ગભરાઓ મા. હું પોતે જ જાઉં છું, અને તેનું કાર્ય પડતું મૂકવાને તેને લલચાવું છું. પેલા બ્રાહ્મણને નિહાળી તેની તપાસ કરી તેનો ઉપાય શોધવાને માટે ઇન્દ્ર પોતે પૃથ્વી ઉપર ઊતર્યો. થોડી વાર તેના તરફ માનની દૃષ્ટિથી જોઈ, તેની અદ્ભુત હઠથી આશ્ચર્ય પામી, તેને લલચાવવાનું કામ તેણે આરંભ્યું; જુદી જુદી જાતની લાલચો બતાવી પોતાનું કામ પડતું મૂકવા તેને સમજાવવાનો યત્ન કરવા માંડયો. સુવર્ણના ઢગલા, રત્નોના સાગર, અખંડિત જોબન, અને ઘણી જાતનાં જાદુઈ બળ તેણે તેને આપવા માંડયાં; અને આખરે, તે હઠીલા તૃષોદધિના વ્રતનો ભંગ કરે એવું કંઈક શોધી કહાડવાને ઇન્દ્રે ખૂબ મગજમારી કરી; પણ વ્યર્થ. કુતરાના ભસવા તરફ હાથી[1] જેમ લક્ષ દેતો

[1] મૂળમાં 'ચન્દ્ર' છે.

નથી, તેમ તૃષોદધિએ ઇન્દ્ર ઉપર તેમજ તેનાં દાન ઉપર લક્ષ દીધું નહિ. ઇન્દ્ર બોલતો હતો તે બધો જ વખત, જાણે ત્યાં કોઇ ઇન્દ્ર છે જ નહિ, તેમ તે તો જપ જપ્યે જ ગયો.

સર્વ પ્રયાસો નિષ્ફળ જતા જોઈ, થોડી વાર પછી, તે હારેલો **અહલ્યાકામુક**[1] સ્વર્ગે સીધાવ્યો. દેવતાઓને બોલાવી બધી હકીકત કહી, અને તેમની સલાહ પૂછી. દેવો વિચાર કરવા લાગ્યાઃ જબરદસ્ત યોગીઓનાં તપ આપણી **મેનકા**, **તિલોત્તમા**, વગેરેએ નથી ભાંગ્યાં? તેમનું પુણ્ય બરફના ચોસલાની પેઠે કામાગ્નિમાં નથી ઓગળી ગયું? તેમનો આત્મસંયમ દાવાનળમાં તૃણની પેઠે નથી અદ્દશ્ય થઈ ગયો? વળી, પોતાની આસપાસ પ્રદક્ષિણા કરતી **તિલોત્તમા**નું લાવણ્ય, માથું ફેરવવાનો વિલંબ કર્યા વગર, નિહાળવાની અસહ્ય તૃષ્ણા શમાવવાને **બ્રહ્મા** સરખાએ પણ ચાર મુખ ધારણ કરી 'ચતુ-

૧. ગૌતમ ઋષિની પત્ની **અહલ્યા** પર મોહ પામનાર, ઇન્દ્ર.

મુંખ' એવું ઉપનામ ન્હોતું મેળવ્યું ? માટે, આ પ્રસંગે પણ સ્ત્રીજાતિની તૃષ્ણમણિ જેવી અનિવાર્ય આકર્ષકતા પોતાની શક્તિ દાખવશે, અને જે દૃઢ આગ્રહથી જપમાં જ નિમગ્ન રહે છે તેને, જોતાં વાંત, સૂતરના તારની માફક નષ્ટ કરી, આ તૃણ જેવા બ્રાહ્મણને ગમે તેમ ડગમગાવશે એ નિઃસંદેહ છે. આમ વિચાર કરી અન્યોન્યની સંમતિથી આખરે તેમણે નિશ્ચય કર્યો, કે એક અપ્સરા મોકલી તેને ફસાવવો.

તે ઉપરથી, તેમણે ઇન્દ્રની સ્વર્ગીય સભામાં નાચનારી મંડળીને પોતાની સંમુખ હારબંધ ઊભી રખાવી. ગોળ હાથ ને નાજુક ઘુંટીને લીધે અતિશય અજેય થઇ પડે એવી એક અપ્સરાને તેમાંથી પસંદ કરી, અને પેલા બ્રાહ્મણને જપ કરતો સત્વર અટકાવવાને યોગ્ય સૂચનાઓ આપી તેને નીચે ભૂલોકમાં મોકલી. પણ ત્યાં આવ્યા પછી તેને બહુ અચંબો લાગ્યો, કે પોતે ગમે તેમ કરે તોપણ પેલો બ્રાહ્મણ એક ક્ષણભર પણ તેના તરફ નજર સરખી

નાંખતો નથી. તેથી, થોડી વારમાં, તે ચીડાઇને ત્યાંથી સ્વર્ગમાં પાછી ઊડી ગઇ. તેને બદલે દેવોએ બીજીને મોકલી; તે પણ પહેલીની પેઠે અસમર્થ નીવડી, ને તરત જ પાછી સીધાવી. દેવોએ ફરી ફરીને યત્ન કર્યો, અને એક પછી એક ઇન્દ્રની આખી મંડળી ખાલી કરી. પેલા વજ્રહૃદયના વૃદ્ધ તપસ્વી ઉપર દિવ્ય સ્ત્રીરૂપી પુષ્પોનો વરસાદ વરસાવ્યો, પણ ધાર્યા કરતાં ઉલટું જ પરિણામ આવ્યું. કારણ કે તેણે પોતાના જપમાં એક પળનો પણ વિચ્છેદ થવા દીધો નહિ, તેથી પ્રલોભનથી પુણ્યપુંજ ઓછો કરવાના દેવોના પ્રયત્નોથી ઉલટો તેમાં ઊમેરો થયો, અને તે પુણ્યનો પર્વત પહેલાં કરતાં વધારે દુર્ભેદ્ય બન્યો.

અન્તે, નિરાશ થઈ ઇન્દ્ર ઊંચે સ્વરે બોલ્યોઃ આ દુરાગ્રહના અવતાર રૂપ તપસ્વીએ આપણને હરાવ્યા છે. એ ખડક ઉપર આ સૌન્દર્યના સાગરે વૃથા ઊછાળા માર્યા. હવે, અનંગહરના[૧] ચરણકમળ

૧. કામદેવને બાળી મૂકનાર, મહાદેવ.

સિવાય ઊગારનાર કોઈ નથી. આપણા આ સંકટમાં **કામદેવની શક્તિ** અફળ માલૂમ પડી છે, અને આપણને ક્રોધાયમાન કરનાર આ જપીના અડિયલ જપ આગળ તે નિરુપાય બની ગઈ છે. **શિવ** એકલા જ **કામદેવ** કરતાં બળવાન છે; અને જો **મહાદેવ** પણ આ રોગનો ઉપાય શોધી શકે નહિ, તો તે અસાધ્ય માનવો. પછી, આ અલોભ્ય વૃદ્ધ યોગી આપણને ધારે તે કરી શકશે; સ્વર્ગને પગે પડાવશે; અને ત્રણે લોકને, ગમે તો, ઊંધાં ચતાં કરી નાંખશે.

પછી ઇન્દ્રને આગળ કરીને સર્વે દેવો મ્હારી પાસે આવ્યા, અને સંકટનું નિવેદન કરી ઉત્તરની રાહ જોતા ઉત્કંઠિત ઊભા. મ્હેં તત્કાળ ભવિષ્યમાં નજર નાંખી; અને તેની અન્ધારી આરસીમાં તે મહત્ત્વાકાંક્ષી વૃદ્ધ બ્રાહ્મણનો વિનાશ, તેમજ તે વિનાશનું ભાવી સાધન, એક દૃશ્ય પેઠે જોયાં. થોડી વાર પછી ધીમે રહીને મ્હેં કહ્યું: બધા વ્યાધિઓને એક જ ઓસડ લાગું પડતું નથી. સ્ત્રીજાતિની આકર્ષકતા સર્વ-

શક્તિમતી છે એ વાત ખરી; છતાં આ પ્રસંગે દિવ્ય અપ્સરાઓ ખરેખર અબળા છે, અને બિલકુલ લાચાર છે. કેમકે આ સર્વ અપ્સરાઓ ફક્ત નાચે છે, ગાય છે, લટકા કરે છે, ને કટાક્ષ નાંખે છે. તેઓ એમ ધારે છે, કે **મેનકા, તિલોત્તમા,** રંભા આદિની પેઠે માત્ર શરીર બતાવ્યું એટલે બેડો પાર; અને, શરીર ને તેના સૌન્દર્ય ઉપર, તેમજ તેની અસર બરાબર થાય એવાં કેટલાંક ઉપરચોટિયાં નખરાં ને યુક્તિપ્રયુક્તિઓ ઉપર જ આધાર રાખે છે; જેમકે, વસ્ત્ર ઊડાડી દે એવો પવન, અથવા શરીરના અવયવો ઢાંકનાર વસ્ત્રને ભીંજવી ગાત્રોની સપાટી પર લપાઈ જાય તેમ તેને ચોંટાડી દઈ, જાણે ભૂલેચૂકે, ઉલટાં તેમને ઊઘાડાં પાડનાર પાણી, વગેરે, વગેરે. પણ મ્હને લાગે છે તેમ આ **તૃષોદધિ માત્ર વેશ્યાના જેવા ચાળાચસકાવાળા લાવણ્યના પ્રલોભનથી ફસાય તેવો મત્સ્ય નથી; એને માટે તો જુદા જ પ્રલોભનવાળો આંકડો જોઈશે. સમુદ્રને છેક તળીએ**

એક અપરપક્ષ[1] નામે દૈત્ય રહે છે, તેને સો કન્યાઓ છે; અને જો આ પ્રસંગે લાવણ્ય રૂપી શસ્ત્રની જ જરૂર હોત, તો તેમાંની કોઇ પણ કન્યાથી કામ સરત. કેમકે સમુદ્રના ફીણ જેવાં તેમનાં સર્વનાં શરીર છે, પરવાળાં જેવા તેમના ઓઠ છે, પલ્વલ જેવી[2] તેમની આંખો છે, શરીર કરતાં લાંબા તેમના કેશ છે, અને તરંગધ્વનિ જેવો તેમનો કંઠ છે. એક બેટના કિનારા ઉપર, થોડા જ વખત પહેલાં હું ત્યાં થઇને જતો હતો ત્યારે મ્હેં તેમને બધાંને સંગીત કરતાં સાંભળ્યાં; અને હું પણ તદન મોહિત થઇ ગયો, તે સુરના જાદુથી સ્તબ્ધ બની જઈ આકાશમાં અજાણતાં અદ્ધર અટકી ગયો, અને તેમના સંગીત ખાતર મ્હારી મુસાફરીનું ભાન ભૂલી ગયો. પરંતુ લાવણ્યથી કાંઇક અધિકની જરૂર છે; માટે બીજી સર્વ કન્યાઓને પડતી મૂકી તમારે સૌથી ન્હાનીનો આશ્રય લેવો. તેનું નામ કલાનિધિ[3] છે, અને તે નામ

૧. અંધારિયું. ૨. સ્થિરગંભીર. ૩. ચન્દ્ર; અને કપટનો ભંડાર.

પાડનારે બરાબર પાડયું છે. કારણ કે ત્રણે લોકમાં તે લુચ્ચામાં લુચ્ચી અને અતિનિન્દ્ય સ્ત્રી છે. યુક્તિ-પ્રયુક્તિ, કપટ, અને કલાનો તે નિધિ છે; સ્વભાવે ઘણી સેતાન છે; અને જે+ સ્વસ્થાનમાં તે વસે છે તેના જેવા છળ ને સ્વચ્છંદથી ભરેલી છે. જો તે તમારી બ્હારે ધાય, તો તમારી ઉમેદ બર આવે એમાં જરા શંકા નથી. વળી, તમે તેને કહેશો કે આ પ્રસંગે સર્વ દિવ્ય કન્યાઓ અસમર્થ નીવડી છે, તો ઈર્ષ્યાથી તે તમને કદાચ મદદ કરશે. કેમકે તે બધી અપ્સરાઓની અદેખાઈ કરે છે; અને, જે કામમાં બીજાં બધાંની બુદ્ધિ ને સૌન્દર્ય હારી ગયાં તે કામ કરવા પોતે સમર્થ છે, એમ બતાવી આપવાની આ એક ઉત્તમ તક તેને મળી છે. પણ આ વિઘ્ન દૂર કરવાની શક્તિ કે ઇચ્છા તેનામાં ન હોય, તો પછી હું ધારૂં છું કે ગજાનન વિઘ્નરાજ પણ ખરેખર કાંઇ કરી શકશે નહિ. જોકે બીજી

+ જળ.

શક્તિઓ કરતાં સાન્દર્યની શક્તિ બળવત્તર છે, તોપણ કોઈ વાર તેની સ્હામે ટક્કર ઝીલી ફતેહ મેળવાય છે. પરંતુ સ્ત્રીજાતિની કળા કે ચાતુરી એ ઘણો વધારે ભયંકર શત્રુ છે, અને તેની સ્હામે દુનિયાના આરંભકાળથી અત્યાર સુધી કોઈ પુરુષે વિજય મેળવ્યો નથી. કારણ કે એ શત્રુને કોઇ વાતનો આંચકો હોતો નથી, પરંતુ પુરુષનું મન સ્ત્રીના લાભમાં ઘણીવાર ખંચાય છે. માટે જો કલાનિધિ તમને મદદ કરે અને અન્તે અશક્ત નીવડે, તો પછી થઈ ચૂક્યું. આ બ્રાહ્મણના રાશીભૂત પુણ્ય-પર્વતના ભાર તળે પરાજય રૂપી મહાસાગરને છેક તળીએ, પીઠ પર ટકાવી રાખનાર કૂર્મ વગરની પૃથ્વી પેઠે, તમારે બેસવું પડશે.



## ૪

અહલ્યાપ્રિયને આગળ કરી, કલાનિધિને શોધવા સમુદ્રને તળીએ બધા દેવો દોડી પહોંચ્યા. તે એટલા અધીરા થઇ ગયા હતા કે મ્હારી પૂજા કરવાનું પણ ભૂલી ગયા. તેમણે કલાનિધિના પિતાનો અવાસ શોધી કહાડયો. તે તો બહાર ગયો હતો, પણ તેની સો કન્યાઓમાં આમ તેમ ભટકતે ભટકતે તેઓ એકાએક કલાનિધિ પાસે આવી પહોંચ્યા. તે એક જબરી મોતીની છીપમાં પોતાના કેશશયનમાં વીંટળાઇને સ્વપ્નાવસ્થામાં પડેલી હતી. તેની છાતી સમુદ્રના ધ્વનિ સાથે ધીમે ધીમે ઊછળતા. ચેતનમય, મ્હોટા, બેવડિયા મોતી જેવી દેખાતી હતી. તેથી કરીને તે છીપનું પારણું તેને સુયોગ્ય જ દીસતું હતું. તેનું અંગ ફેનિલ તરંગ જેવું હતું; તે ઉપર સમુદ્રને તળીએથી ગમે તેમ ઊંચકી લીધેલાં રત્નો ખડકયાં હતાં. તેના ઓઠ, લીલા પાણીની

અંદર ને બહાર તેના માથા ઉપર પથરાએલી શાખાઓ વાળા પરવાળાંના ઝાડની પડી ગએલી ન્હાની ન્હાની ડાંખળીઓ જેવા હતા, અને તેના વેલા જેવા વાળ પાણીને લીધે શાન્તિથી આમ તેમ ઝૂલતા હતા. તેણે આંખો ઊઘાડી તેમના તરફ જોયું, એટલે ઇન્દ્ર મનમાં બોલ્યો: મહેશ્વરે ખરૂં કહ્યું હતું; ઘણી સુન્દર હોવા છતાં તેને જોઇને કમકમી ચડે છે. કેમકે તેની આંખો સમુદ્રની ગુફાઓ જેવી છે, ને તેમાંથી અજગરના જેવી બીજી આંખો આપણને જાણે ઠંડાગાર કરી દે છે; અને તેના પાતળા ઓઠ પરનું સ્મિત માણસના શબના શાન્ત અને અમંગળ હાસ્ય જેવું છે.

દેવો તેની પાસે આવતા હતા, ત્યારે તેણે ઊંઘતાં ઊંઘતાં આશ્ચર્યથી તેમના તરફ જોયું, અને ધીરે રહીને મનમાં બોલી: દેવોને શી એટલી બધી ગરજ પડી હશે, કે બધા જ એકદમ અહીં આવ્યા છે ? આ દેવો છે એ તો નક્કી જ છે, કેમકે તેમની

આંખો મીંચાતી નથી. સ્વર્ગમાં કંઈક જરૂર નવું-જૂનું થયું હશે, અને ભારે સંકટના માર્યા જ અહીં આવતા હશે; નહિ તો માતલિને મોકલવાને બદલે પોતે આવે નહિ. ઘણું સુભાગ્યની વાત છે કે મ્હારા પિતા ઘેર નથી. કારણ કે દેવો જોડે, અગર તો કોઈની પણ જોડે, સોદો કરવામાં તે બહુ જ ભલા છે, અને મળેલી તકનો કદી લાભ લેતા નથી.

પછી તે વિનયભેર ઊઠી, અને ઇન્દ્રે આખી વાત કહી તે શાન્તિથી સાંભળ્યા કીધી. તે કહી રહ્યા ત્યારે તેના સ્હામું થોડીવાર મરડાટમાં જોઈને બોલીઃ સેંકડો વર્ષોથી હું, મ્હારા પિતા, ને મ્હારી બ્હેનો અહીં વસીએ છીએ, પણ આજ પહેલાં એકે દેવે અમને દર્શન દીધાં નથી. દૈત્યોની કુંવરીને અહો આજે કેટલું બધું માન ! પણ જ્યાં તમારી અપ્સરાઓ નકામી છે ત્યાં મ્હારા જેવીનું શું કામ સારૂં ? વળી, મ્હને સ્મશાનભૂમિ ગમતી નથી; કેમકે ત્યાં નાશ પામતાં દુર્ગન્ધવાળાં હાડકાં ને ખોપરીઓ

પુષ્કળ હોય છે, તેમજ માંસાહારી રાક્ષસો વેતાળો ને ભૂતોનો વાસ હોય છે. પરંતુ તમે અહીં મિત્રભાવે કે અતિથિરૂપે આવ્યા નથી; તમે તો તમારા પોતાના લાભ કાજે મ્હને રોકવાને વ્હેપારી તરીકે આવ્યા છો; એટલે આ આખો સોદાની વાત છે. તો પછી, મ્હારી સાહ્ય બદલ મ્હને શું આપશો, અને હું પાર ઊતરૂં તો શું યોગ્ય ઇનામ આપશો?

એટલે **મઘવા**[1] બોલ્યોઃ તને શાહી જેવા કાળા ને સોનેરી દંતૂશળવાળા એક કરોડ હાથી આપીશ; અથવા તું કહે તો ઊગતા કે આથમતા સૂર્યના કિરણોનું બનાવેલું **વસ્ત્ર** આપીશ, અથવા મધ્યરાત્રિના ચન્દ્રમાંથી કહાડેલા કપૂરનાં ચકચકિત કૂંડાં આપીશ, અથવા અનન્ત રત્નમાળાઓ આપીશ, અથવા તને જે ગમે તે આપીશ. ત્યારે કુલાનિધિ બોલીઃ શાહી જેવા કાળા ને સોનેરી દંતૂશળવાળા એ હાથીઓનો છેક સમુદ્રને તળીએ શો ખપ વારૂં?

---

1. ઇન્દ્ર

રત્નો તો સાગરને તળીએ જ રહે છે અને મ્હારા પગ આગળ વેરાએલાં જ હોય છે. વસ્ત્ર તો–મ્હારા કેશ એ જ વસ્ત્ર છે. એટલે ઇન્દ્રે કહ્યુંઃ તારી મરજીમાં આવે તે પસંદ કર, તે હું તને આપીશ. એટલે કુલાનિધિ જરા હસીને બોલીઃ બ્રહ્માના હંસની છાતી ઉપર જે રૂવાંટાં ઊગે છે તેનો ભરેલો એક તકિયો, અથવા સરસ્વતીના મોરનાં પીંછાંનો એક ઠંડો પંખો માગું તો ? ઇન્દ્રે કહ્યુંઃ એ બન્ને તને આપ્યાં; સોદો થયો. કુલાનિધિ બોલીઃ ના, ઊતાવળા મા થાઓ. કોઈ દહાડો મ્હેં અમૃત ચાખ્યું નથી, અને તે ચાખવાની ઇચ્છા છે, તેથી અમૃતથી છલોછલ ભરેલા બિલોરી કાચના એક કરોડ ઘડા માગું તો ? ઇન્દ્રે કહ્યુંઃ વારૂ, તે પણ તને આપ્યા; હવે સોદો થયો. કુલાનિધિ બોલીઃ ના, હજુ કાંઇક બાકી હશે. સ્વર્ગના પારિજાત વૃક્ષની એક મંજરીની મ્હને ઇચ્છા છે એમ કહું તો ? કેમકે હું જ્યારે તે શ્મશાનમાં જાઉં, ત્યારે બળતાં મડદાંની ધુણી અને ત્હેની દુર્ગન્ધના ઊતાર તરીકે

મ્હારી પાસે તે મંજરીની સુવાસ ન હોય, તો મ્હારાથી ત્યાં એક ક્ષણ પણ કેમ ટકાય ? ઇન્દ્રે કહ્યું: તે પણ મ્હારે કબૂલ છે; હવે તો સોદો થયો ને ? કલાનિધિ બોલીઃ ના, આવી અગત્યની બાબતમાં ઉતાવળ મા કરો. મ્હને હમણાં જ વિચાર થયો કે આ બ્રાહ્મણ તો ઘરડો ને મરવો હશે, અને લાંબી તપશ્ચર્યાને લીધે ખૂબ સૂગ ચડે એવો થઈ ગયો હશે. માટે હું તેને દૂરથી નિહાળી શકું એટલા માટે, વિષ્ણુના કૌસ્તુભમણિની એક પાતળી ચીપનો બનાવેલો, અને, તેલને બદલે, અલકાપુરીમાં બારીઓ પર લટકતા ચન્દ્રકાન્તોમાંથી નીચવી કહાડેલા શિવેન્દુના ઝરતા રસથી ભરેલો એક દીવો તારી પાસે માગું તો ? મહેશ્વરની પેઠે મ્હારી જટામાં તેને મુગટ રૂપે ધરીને, પેલી ભયાનક પ્રેત-ભૂમિમાં તમારા બ્રાહ્મણની તપાસ કરવાને મ્હને યોગ્ય સાધન મળે. ઇન્દ્રે કહ્યું: તે પણ તને હું અચૂક અપાવીશ; કેમ, હવે તો સોદો થયો ને ?

પછી કલાનિધિએ તે તલપી રહેલા દેવ તરફ એક છળભર્યું કટાક્ષ નાંખ્યું; અને એકાએક હસવા લાગી, ને મ્હોટેથી બોલી ઊઠીઃ અહા ! અહલ્યા-પ્રિય, તને મ્હારી ખરેખરી ગરજ પડી જણાય છે; નહિ તો, મ્હને લલચાવી કામ કઢાવી લેવા માટે તું દેવોની આવશ્યક ઉપાધિઓ પડાવી લેવા તૈયાર થાય નહિ. પણ હવે તું જાણ, કે તારૂં સંકટ કેટલું મ્હોટું છે તેનું માપ કહાડવા ખાતર હું માત્ર તારી ગમ્મત કરતી હતી; જે જે વસ્તુઓ મ્હેં ગણાવી તેમાંની કોઇ પણ, અથવા બીજું કાંઇએ, મ્હારે જોઇતું નથી. લાંચથી નહિ, પણ મહેરબાની ને સ્વેચ્છાથી જ હું તને મદદ કરૂં. કાંઈ પણ ઇનામ ખાતર નહિ, પરંતુ દિવ્ય અપ્સરાઓ તૃણ કરતાં પણ નકામી નીવડી છે તેવે પ્રસંગે હું કામ આવી શકું છું એમ બતાવવાની ખાતર, કેવળ મ્હારી ઇચ્છાથી જ આ ઘરડા ઢેપીલા જપી સામે મ્હારી ચાતુરી ચલાવવા હું કદાચ જાઉં. પણ તે પહેલાં

મ્હારે થોડી વિશેષ માહીતીની જરૂર છે; તે વગર મ્હારાથી પણ કંઇ બની શકશે કે નહિ, તે હું તને કહી પણ શકું નહિ. માટે આ બ્રાહ્મણના છેક જન્મથી માંડી કંઈ પણ ભૂલચૂક સિવાય એની આખી કથા મ્હને કહી જા. તેથી જે શત્રુ સાથે બાથ ભીડી તેનો પરાજય કરવાનું તું મ્હને કહે છે, તેની શક્તિ–અશક્તિ મારા ધ્યાનમાં પહેલેથી જ આવે.

છેક આદિથી માંડી જાણવાજોગ બધી હકીકત, તેના પૂછ્યા પ્રમાણે, ઇન્દ્ર તેને કહી ગયો. તે કહી રહ્યો ત્યારે થોડી વાર કલાનિધિ ધ્યાનમગ્ન રહી. પછી એકદમ હસીને બોલીઃ હે મઘવા, જીવરહિત સુન્દર દેહ જેવી તારી અપ્સરાઓ ખરેખર કેવળ બેવકૂફ છે. તેમની પાસે આવાં સારાં શસ્ત્રો હોવા છતાં, આ બ્રાહ્મણ પર તેઓ કાંઇ પણ અસર ના કરી શકે એ બને ખરૂં ? મ્હારે તારી મદદની જરૂર પડશે, માટે ચાલ આપણે બન્ને હવે સાથે

જઈએ, અને ગજાનનની કૃપાથી આ જપીને તેના પુણ્યપર્વત સમેત ગબડાવી દઈએ. હું ધારૂં છું કે તેનું મન તપથી વ્યગ્ર કરતાં થોડી જ–બહુ જ થોડી–મુશ્કેલી પડશે; કેમકે આગળ ઉપર સાબિત થશે તે પ્રમાણે તેને ગબડાવી દેનાર હું નહિ થાઉં, પણ મ્હારી મદદથી તે પોતાની મેળે જ ગબડી પડશે. અને હું પાર ઊતરીશ ત્યારે તારી પાસે બિલકુલ બદલો માગીશ નહિ; પણ સ્વર્ગની સર્વ અપ્સરાઓ એકઠી મળી મ્હારી આસપાસ યથા-વિધિ પ્રદક્ષિણા કરી મ્હારી પૂજા કરે, એમ તારે કરવું પડશે.

એટલે ઇન્દ્ર મનમાં બોલ્યો: ચન્દ્રશેખરે ખરે-ખરૂં કહ્યું હતું, કે ઈર્ષ્યાથી જ તે આપણું કામ કરશે. અને અત્યાનંદમાં આવી જઈ તે બૂમ પાડી ઊઠયો: હે અપરપદ્મકન્યા, આ તપસ્વીને તું લોભાવી શકે, તો મ્હારૂં વચન છે કે મ્હારી સર્વ અપ્સરાઓને સાથે લઈ હું પોતે તારી આસપાસ પ્રદક્ષિણા કરીશ!

विषयिणः कस्यापदोस्तं गताः ।

વિષયી પુરુષને માથે વિપત્તિઓ ચોંટેલી જ છે.

હવે તે દર્મિયાન, પેલા શ્મશાનમાં તૃષોદધિ ધ્યાનગ્રસ્ત બેઠો રહ્યો હતો. અને જેમ ટીપે ટીપે સરોવર ભરાય, તેમ અનન્ત જપથી તેના પુણ્ય-પર્વતમાં કાંકરે કાંકરે એવો તો ઊમેરો થતો ગયો, કે પોતાનું સર્વોપરીપણું ચાલ્યું એમ ધારી **મેરુ** પણ ધ્રૂજવા લાગ્યો. અવિરત ભક્તિમાં લીન થઈને જપમાળાની ખોપરીઓ એક પછી એક તે ફેરવ્યે જતો હતો; તેથી એક બીજા જોડે અથડાઈને તેમાંની કેટલીક વખતોવખત ઘસાઈ જઈ ભાંગી જતી. એટલે, માળાને દુરસ્ત કરવામાં નાછૂટકે થોડો વખત જતો તે બાદ કરતાં તૃષોદધિ પોતાના જપમાં અવિચ્છિન્ન મચ્યો રહ્યો હતો. આખરે, તેની આસપાસ હાડકાંનો એવડો મોટો ગંજ વાગ્યો, કે તે તેના પુણ્ય-પુંજનું રૂપાન્તર હોય તેમ દેખાતો. કોઈ વાર તેની નજર તે ઉપર પડતી ત્યારે તે મનમાં બોલતોઃ

હવે મ્હારા તપનો અન્ત પાસે હોય એમ લાગે છે, મંડાણ પૂરૂં થતું જણાય છે, અને સ્વર્ગના ગઢ પર ચડવાનો આરંભ કરવા જેટલો પુણ્યરાશિ થોડી જ વારમાં ભેગો થઈ જશે. દેવોની ચળવળ પરથી અનુમાન કરૂં, તો આખરે તેમને મ્હારી તપશ્ચર્યાથી સકારણ ભય લાગવા માંડયો છે. કેમકે ઇન્દ્ર પોતે અહીં આવી ગયો, અને દરેક જાતની લાલચ બતાવી મ્હારા કાર્યમાંથી મ્હને વ્યગ્ર કરવાનો નિષ્ફળ પ્રયત્ન કરી ગયો. એટલું જ નહિ, પણ પાછળથી દિવ્ય અપ્સરાઓ, આકાશમાંથી પડતી તારાની હારની પેઠે, આ ભયાનક પાર્થિવ શ્મશાનમાં મ્હને તેમની મોહની લગાડવાને એકે એકે આવી ગઈ–તે પણ મ્હેં જોયું છે. પરંતુ ભલેને બધી એક સામટી આવે; મ્હારો નિશ્ચય તેમને અડગ જણાશે, અને જે પુણ્યની ક્ષતિ કરવા તે મથે છે તેમાં અનિચ્છાએ ઊમેરો જ કરતી જશે. અરે, મ્હારો પ્રૌઢ આગ્રહ એક ખડક રૂપ છે,

જેના ઉપર સ્ત્રીજાતિનાં સવાસલાં રૂપી સાગર વૃથા જ ઊછાળા મારશે.

તે આમ બોલતો હતો તેવામાં માળાની એક ખોપરી બીજી સાથે સજ્જડ અથડાઈ, ને ભાંગી ગઈ; ને દોરીમાંથી છૂટી પડી જતાં તેના હાથમાંથી દૂર ગબડી ગઈ. તેથી તેને બદલે બીજી શોધવાને તેણે ડોકું ઊંચું કર્યું ને આસપાસ નજર ફેરવી. તેમ કરતાં તે ચમકયો ને મનમાં બોલી ઊઠયોઃ અરે! મ્હેં પહેલેથી જ ધાર્યું હતું, તેમ સ્ત્રીરૂપી હજી બીજી એક જાળ પાથરેલી જણાય છે. વિષયી સુન્દરતાની લાલચમાં મ્હને સપડાવી, તેની બહેનો કરતાં વધારે વિજયી નીવડી, ઊંડા આત્મ-નિશ્ચિત ચીલામાંથી મ્હારા આગ્રહ રૂપી પૈડાને બહાર ગબડાવી દેવાની તે આશા રાખે છે. પણ હું તેની તરફ જોવાનો એ નથી. તે થોડી વારમાં તેની આગલી સર્વ સખીઓની પેઠે મ્હારૂં ચિત્ત આકર્ષવાને ને મ્હારા ધ્યાનમાં ખલેલ કરવાને ફોગટ ફાંફાં

મારી કંટાળી જઈ, ચીડાઈને તેની મેળે જ તેના સ્વામી પાસે પાછી જશે. એ મુજબ, મણકા ઉપર ખૂબ નીચો નમી, માથું જમીન તરફ નમાવી, આંખો હાથમાંની ભાંગલી ખોપરી પર ઠેરવી, તે જાય ત્યાર પછી જપમાળ સમી કરીશ એમ ધારી તે જપ જપ્યે જ ગયો.

પણ દરમિયાન, કલાનિધિ–કારણ કે તે એ જ હતી–સ્મશાનમાં આવી, ખોળ કરી તૃષોદધિને જપમાં બેઠેલો શોધી કહાડી, તેણે દીઠી હતી તે પ્રમાણે તેની લગોલગ આવી પહોંચી; અને તેની પાસે જ ઊભી ઊભી, હુમલો કેવી રીતે સચોટ થાય તે નક્કી કરવાના હેતુથી એક ગઢ નિહાળતા સેનાપતિની પેઠે, તેને બારીકીથી તપાસવા લાગી. પછી થોડી વારે ધીરેથી મનમાં બોલીઃ અરે, આ ઘરડો હાડકાંના માળા જેવો બ્રાહ્મણ ખરેખર ઘણો દુઃખી છે. તેની આસપાસ ઊભો થએલો અસ્થિનો ઢગ કોઇ ચમત્કારથી સંધાઈ જાય અને તેમાં કોઈ ફરતો વિદેહ જીવ પ્રવેશ કરે, તેના

જ જેવો બરોબર તે જપમાં બેઠો બેઠો દેખાય છે. તેને જોઉં છું ત્યારે મ્હેં માથે લીધેલું કામ મ્હને જરા એ પસંદ પડતું નથી. પણ હવે છોડી દઉં તો બધાં મ્હને હસશે, ને એમ ધારશે કે મ્હેં કબૂલેલું કામ મ્હારાથી થઈ શકયું નહિ, ને પેલી મૂર્ખ અપ્સરાઓ પેઠે હું પણ અસમર્થ નીવડી. વળી, ઉત્તમ જનો આરંભેલા કાર્યને પેશ પહોંચાડયા વગર છોડી દેવાનો સ્વપ્ને પણ વિચાર કરતા નથી. માટે હવે તો, આ વૃદ્ધ નિન્ધ જોગી કે હું–એમાંથી કોણ હાર્યો કહે છે, અને મ્હોટી નદી ઓળંગવાને શરૂ કરેલો પૂલ સામે પાર પહોંચે નહિ તેમ પોતાનું કાર્ય અપૂર્ણ મૂકી દે છે, તે થોડી જ વારમાં જણાશે. વળી તેને નિહાળતી ઊભી રહી, ને ફરીથી બોલીઃ જપમાં લીન દેખાય છે, છતાં તે હું અહીં આવી છું એ વાત કયારનોએ ખરેખર જાણે છે. તેની મુખમુદ્રા કહી આપે છે કે મરણીઓ થઈ મ્હારી સ્હામે થવાને તે સજ્જ થાય છે. તે ધારે છે, કે પેલી બધી બેવકૂફ પરીઓની પેઠે લટકા કરી, મ્હારા

સુન્દર શરીરની એને ઝાંખી કરાવી, અને એના મ્હોં આગળ એવાં એવાં બીજાં નખરાં કરી હું પણ એના ઉપર સીધો જ હૂમલો કરીશ. ખરે, પહેલેથી જ તે આત્મસંયમના બળને લીધે ખુશ થવા લાગ્યો છે, અને મ્હારી નામોશીભરી હારના વિચારે પોતાને વિજયવન્ત માનવા લાગ્યો છે. પણ પોતે ખરેખરી છક્કડ ખાધી એમ તેને પાછળથી જણાશે. કેમકે હું ભૂલતી ન હોઉં, તો મ્હેં તેને માટે પાથરેલી જાળમાં તે એકદમ પકડાશે, અને અણધારી દિશામાં એ જાળ પાથરી છે તેથી તે તેને જાળરૂપ પણ માનશે નહિ. એની જિજ્ઞાસા પણ એને વશ છે કે નહિ તે આપણે પ્રથમ જોઈશું. બધો વેશ તેની પૂંઠે ભજવીને હું તેની જિજ્ઞાસા તીવ્ર કરીશ, કેમકે ડોકું ફેરવ્યા વગર તેનાથી કશું જોવાશે પણ નહિ. અને હું ધારૂં છું કે થોડી વારમાં તે જરૂર ડોકું ફેરવશે. તે ધારે છે તે રસ્તે નહિ, પણ જે માર્ગે તે પોતાને નિર્ભય સમજે છે, અને તેથી જે તેણે બિલકુલ અરક્ષિત રાખ્યો છે, તે માર્ગે

તેના પર હૂમલો લઈ જઈશું. કારણ કે તેના આત્મામાં પ્રવેશ પામવાને તે ઉત્તમ ને સૌથી સીધો રસ્તો છે. તે રસ્તો કયો ?–તેના કાન. આંખ પર તો પ્રત્યક્ષ વસ્તુથી જ હૂમલો કરી શકાય છે, પણ તેના કર્ણમાર્ગમાં થઈને સાપની પેઠે હું તેના ભૂતકાળમાં પેસી જઈશ ને તેનું હૃદય જ વીંધી નાંખીશ.



## ૨

પેલો ન્હેમી છતાં નિશ્ચિન્ત વૃદ્ધ બ્રાહ્મણ પૂર્વાભિમુખ બેઠો બેઠો, કોઈ લાવણ્યવતી મદિરાક્ષીના અચિન્ત્યા દર્શનથી પોતાના પર લાલચરૂપી દુશ્મનનો હૂમલો થશે એમ પળે પળે રાહ જોતો હતો. પરંતુ ધીમે ધીમે કલાકોના કલાકો વીતી ગયા, છતાં કંઈ જ તેની નજરે પડયું નહિ. દિવસ આથમવા આવ્યો, ભાણુ તેના માથા ઉપર થઈને આગળ ચાલ્યો ગયો, તેનો પડછાયો ધીમે રહીને પાછળથી આગળ આવ્યો ને તેની આંખો આગળ લાંબો ને લાંબો વધતો ગયો. ભાણુ બૂડયો કે ચન્દ્ર દેખાયો, અને તે મસાણુમાં સોનેરી ને રૂપેરી તેજ વચ્ચે સામ્રાજ્ય માટે શાન્ત યુદ્ધ મચી રહ્યું. તેથી તેમના બન્નેના શત્રુ રાત્રિએ, બેની લડાઈમાં ત્રીજો ખાઈ જાય તેમ, બંનેનો સંહાર કરી નાંખે એવું અન્ધકારનું ધાડું આણ્યું. તે શાન્ત સમીસાંઝે તેણે ક્રન

માંડયા, પણ પોતાની છાતીના ધબકારા સિવાય કંઈ જ સંભળાયું નહિ. થોડી વારે મનમાં વિચાર કર્યોઃ આ વન કેવળ શાન્ત છે; ને હવે, હું ધારતો હતો તેમ, મ્હને ફસાવવાના સર્વ યત્નો ફોગટ જાણી તેની આગલી બધી બહેનોની પેઠે આ છેલ્લી ધૂતારી પણ સિધાવી ગઈ છે.

અને તે જ ક્ષણે, દૂર વનવૃક્ષોમાં કડકડાટ કરી ભાંગી પડતી ડાળીઓનો અને ચૂરેચૂર થઈ જતી ડાંખળીઓ ને પાંદડાંઓનો અવાજ સંભળાયો. તેણે ફરી કાન માંડયા, ને બોલ્યોઃ કોઈ મ્હોટું પશુ ગાઢ જંગલમાંથી રસ્તો કહાડી ધીમે ધીમે પાસે આવતું જણાય છે. તે રાહ જોતો બેઠો; થોડી વારમાં એક ઊંચો રાજદરબારમાં શોભે એવો હાથી ઝાડોની ભીંતમાં થઈને એકાએક શ્મશાનમાં પેઠો. તેના મ્હોટા પીળચટા દંતૂશળ લગભગ જમીનને અડકતા હતા. તે કાયર થઈને ધીમે ધીમે ચાલતો હતો, કેમકે તે ઘણો ઘરડો દેખાતો હતો. તેની

ચામડી શરીર પર ઝૂલી રહી હતી, શરીર બધું કાદવવાળું હતું, વનનાં ખાબોચિયાંમાં આળોટવાથી શરીરે બાઝેલો કાંપનો થર તડકામાં સૂકાઈ ગયો હતો. તે તૃષોદધિ તરફ આવ્યો, અને તેના પ્રત્યે બિલકુલ લક્ષ આપ્યા વગર ત્યાં થઈને ચાલ્યો ગયો. કંઈ ખોવાએલી વસ્તુ શ્મશાનમાં શોધતો હોય, તેમ તે ચાંદનીમાં આમ તેમ ભમ્યા કર્યો. અને એકાએક એક પીપળના ઝાડ પાસે અટકી ગયો, અને મનુષ્યની વાણીમાં ગંભીર સ્વરે મ્હોટેથી બોલ્યોઃ હે પીપળ, હું ઘણા વખતથી શોધું છું તે જ પીપળ તું છે, કે એક સાધારણ ઝાડ જ છે ?

આ સાંભળીને તૃષોદધિ તો ભાન ભૂલી ગયો, ને ચકિત થઈ વિચારમાં પડયોઃ અરે, આ કેવી અજબ વાત; આવી સુગમ વાણીમાં હાથી બોલે, ને હું તે સમજું ! પછી એકાએક અત્યાનન્દના આવેશમાં તે બોલી ઊઠયોઃ હા, હું સમઝયો. હવે પશુઓની વાણી હું સમઝી શકું છું. ખરે-

ખર મ્હારા તપોવૃક્ષનું આ એક ફળ છે; તપ પૂરૂં થવા આવ્યું તેથી હું આ હાથીના શબ્દો સમજી શકયો; અને પોતાની આગામી સંપૂર્ણતાના વિચારે તેના હૃદયમાં મિથ્યાભિમાન ને વિજયાનન્દનું પૂર આવ્યું. તીવ્ર જિજ્ઞાસાથી તલપાપડ થઈ રહેલા પોતાના કાનનો કંઈક અવિશ્વાસ કરતો, તે વિશેષ સાંભળવાને આતુર થઈ રહ્યો હતો, તેવામાં એકાએક તે પીપળમાંથી એક અવાજ સંભળાયો. નીસાસો નાંખતો હોય તેમ ધીરે રહીને તેણે કહ્યું: હે ગજરાજ, અને મ્હને જે હાથી મળવાનો હતો તે તું જ કે?

તત્ક્ષણ હાથીએ હર્ષનાદ કર્યો, અને બોલ્યો: હે ચિરપ્રતીક્ષિત[1] પીપળ, તને જોઈને મ્હને ખરેખર મોરની માફક નાચવાનું મન થાય છે! શું ખરેખર મ્હેં તને શોધી કહાડી? ત્યારે વગર વિલંબે સાંભળ; હું તને મ્હારી આખી વાત કહું

[1] લાંબા સમયથી જેની રાહ જોવાઈ છે એવી.

છું. હું કહી રહીશ એટલે, હાથીના આ દુષ્ટ શરીરમાં એક યુગ થયાં હું સપડાયો છું તે શાપમાંથી આખરે મુક્ત થઈશ.

પીપળે કહ્યું: હાથી, તારો અવાજ બહુ મ્હોટો છે. હાડકાંના ઢગથી વીંટળાએલા, કોઈ દિવ્ય સંદેશ લઈ દૂર ઊડી ગએલા આત્માવાળા, પેલા વૃદ્ધ ધ્યાનગ્રસ્ત જોગીને તું દેખતો નથી? લગભગ મ્હારા જેવી અચર સ્થિતિમાં વરસો થયાં મ્હારી પાસે બેઠેલો હું એને જોઉં છું તેથી મ્હને એના ઉપર વ્હાલ આવે છે; માટે એના આત્માને ખલેલ નહિ થવા દઉં. વળી, તારા અવાજથી જો તે જાગે, તો તે ક્રોધ કરી તને બીજો શાપ દેશે. માટે તું મ્હારી બીજી બાજુએ આવી જા, અને મ્હારા થડમાં સંતાઈ તારા કઠોર અવાજને ઢાંકી દે. તું બહુ ધીમેથી બોલજે. હાથીએ પીપળનું કહેવું માથે ચઢાવ્યું. પણ આ સાંભળી તૃષોદધિ તો ખૂબ ચીડાઇ ગયો, અને મનમાં બોલ્યો: બળી આ

પીપળ, અને બળ્યું એનું મ્હાલ! ઘણું કરીને હવે મ્હારાથી સંભળાશે નહિ. અને તેમની વાતચીતનો વિષય અને તો સાંભળવાને તેણે પોતાના કાન માંડયા. તેટલો વખત જપ કરવાનું તો ભૂલી જ ગયો.

હાથી બોલ્યોઃ હે પવિત્ર વૃક્ષ, તારાં દર્શન રણમાં મરતાને જળ સમાન છે. કેમકે ઘણા કાળ પૂર્વે મ્હારા એક પાપને માટે મ્હને દેવામાં આવેલા શાપથી હું આ દેહમાં આવી પડયો, ત્યારે તારાં દર્શનથી હું શાપ મુક્ત થઈશ એમ નક્કી કરવામાં આવ્યું હતું. અને હું ધારૂં છું કે એક આખા કલ્પ સુધી હું આમ તેમ ભટકયો છું, અને પ્રત્યેક પીપળને અત્યાર સુધી અનુત્તર રહેલો પ્રશ્ન મ્હેં પૂછયો છે. તારો ઉત્તર સાંભળતાં મ્હારા હૃદયમાં હરખ માચો નથી. હવે સાંભળ; આખરે, મ્હારા પાપનું નિવેદન કરી રહીશ કે તરત જ આ હાથી રૂપી બન્દીખાનેથી છૂટી હું ફરીથી મનુષ્યરૂપ

ધારણ કરીશ. કેમકે શાપનો અન્ત લાવવાને એ પ્રમાણે અનુગ્રહ કરવામાં આવ્યો છે.

વળી પીપળે નીસાસો નાંખ્યોઃ વ્હાલા હાથી, ધીમેથી બોલ, નથીને એક શાપને અન્તે બીજો ઊભો થાય, કદાચ હાલના કરતાં હલકી યોનિનો. આ સાંભળી તૃષોદધિ ક્રોધ ને ચીડથી ધ્રૂજવા લાગ્યો. હાથી બોલ્યોઃ હે પીપળ, મ્હારાથી બનશે તેટલું ધીમે બોલીશ. પણ આ મ્હારો અવાજ અમારા સર્વ હાથીઓનો કુદરતી અવાજ છે. અને મ્હારા સમજવા પ્રમાણે તેથી ઋષિને ખલેલ પડશે નહિ. કેમકે તેનું શરીર આટલું પાસે છે, છતાં તે કદી હાલતું નથી અને તેનો જીવ ખરેખર પોતાના કામમાં દૂર ઊડતો હશે. જીવના અભાવે ખાલી ખોખું આપણું બોલ્યું શી રીતે સાંભળવાનું છે?



પીપળે કહ્યું: ચાલો. હાથી બોલ્યો: હે પીપળ, ઘણા કાળ પૂર્વે મ્હારા પૂર્વજન્મમાં હું રુરુ નામે એક રાજા હતો. તૃષોદધિ નામનો એક બ્રાહ્મણ મ્હારો પ્રધાન હતો. તેને વત્સતરી નામની એક અનુપમ સ્ત્રી હતી. તે સૌન્દર્ય અને પ્રાતિવ્રત્યનો નમૂનો હતી. અને તે જ સ્ત્રીના સદાચારને લીધે આ હાથીના શરીરમાં શાપને બળે હું આવી પડયો.

તે બોલતો હતો તેવામાં આ બધું સાંભળનાર તૃષોદધિનું હૃદય આશ્ચર્યથી ઊભરાઈ ગયું. તે મનમાં બોલ્યો: અરે ! શું ! હું સ્વપ્નામાં છું, કે હાથીના વેશમાં આ મ્હારો જૂનો સ્વામી રુરુ રાજા હોઈ શકે ખરો ? અને એકાએક જે જૂનું જીવન આટલો બધો વખત તે ભૂલી ગયો હતો અને જે તેણે તજી દીધું હતું, તે જાગૃત થયું, અને એક સ્વપ્નદર્શનની પેઠે તેના મ્હોં આગળ ખડું થયું. વીજળીને વેગે

તેણે ભૂતકાળમાં પ્રવેશ કર્યો. પત્નીને રાજાના ભુજ-યુગલમાં છેલ્લી વારની જોઈ હતી, તે અસહ્ય વેદનાની ક્ષણે તેને જેવું તીવ્ર દુઃખ થયું હતું, તેવું જ એકાએક આ વખતે થઈ આવ્યું. તેના આત્મામાંથી અગ્નિ જેવી તૃષા ઉત્પન્ન થઈ, ને તેનું ગળું સૂકાવા લાગ્યું. અજાણુતાં તે હાંફવા લાગ્યો, અને તે વખતે આશ્ચર્યને બદલે તેને અતિતીવ્ર જિજ્ઞાસાનો આવેશ ચડી આવ્યો,અને તે ધીમે રહીને મનમાં બોલ્યો: અરે ! શું ! તે દૂષિત ન્હોતી, પણ આ કહે છે તેમ સદાચરણી હતી ? અરે ! હવે મ્હને બધું સત્ય જડશે, તેનો અધઃપાત થયો હશે તો તે પૂર્વે નહિ જાણેલી વાત હું જાણીશ,અને તેને રામરામ પણ કહ્યા વગર હું ચાલ્યો આવ્યો ત્યાર પછી શું બન્યું તે બધું હું જાણીશ.

અરે ! કેવો અદ્‌ભુત ચમત્કાર ! પત્ની વિષે ફરીથી વિચાર આવતાં તેના હૃદયમાં તરવાર ભોંકાઈ હોય તેમ તેને થયું; અને જેમ હોલવાઈ ગએલા અગ્નિની

રાખમાંથી આગનો નવો ભભૂકો ઊઠે, તેમ એકાએક ખેદ, તીવ્ર પશ્ચાત્તાપ, ને કુશીલ પત્નીને માટે અતિશય ઉત્સુકતાનાં ભારે મોજાં તેના સ્મરણસાગરના અન્ધકારમય વિસ્મૃતિપટ પર ઊછળવા લાગ્યાં ને તોફાન મચાવી રહ્યાં; એટલે સુધી કે તેના બળે કરીને તે બેઠો બેઠો હાલવા ને ધ્રૂજવા લાગ્યો. બધું ભાન ભૂલી જઈ તેણે હાથમાંથી જપમાળ પડી જવા દીધી, અને કાન તથા આંખ બંનેનો ઉપયોગ કરવા માટે એકદમ પીઠ ફેરવી. તેણે જોયું તો તે હાથીને પીપળના થડે અહીંગી કાન લબડતા રાખી શાન્ત ઊભેલો દીઠો. તેણે પીઠ ફેરવી કે તરત જ મનમાં વિચાર કરવા લાગ્યો: અરે! તેમનો વાર્તાલાપ હું સાંભળું છું, ને તે પણ એક ઉદાસીન જન પેઠે નહિ પણ ખરેખર નિકટ સંબંધી તરીકે, એમ તેઓ જાણશે તો મ્હારી બધી બાજી લગભગ બગડી જશે. તેથી તે તરત જ પાછો ફરી ગયો, પૂર્વસ્થિતિમાં ફરીને બેઠો, અને તેમની વાતચીતનો એક શબ્દ પણ રખેને જાય એવી બ્હીકનો માર્યો વૃક્ષ પેઠે અચર બેસી રહ્યો.

તે કાન માંડીને બેઠો હતો તેવામાં એકાએક પીપળે કહ્યું: ગજરાજ, તારી કથા શરૂ કરીને એટલામાં જ કેમ અચિંત્યો બંધ થઈ ગયો? હાથીએ ઊંડો નિશ્વાસ નાંખ્યો, અને બોલ્યોઃ પવિત્ર વૃક્ષ, જાણે મ્હારી મરજી વિરૂદ્ધ હું અટકી ગયો; મ્હને વિચાર આવ્યો કે તે સ્ત્રી કેવી નિર્દોષ હતી, મ્હારૂં આચરણ કેવું દુષ્ટ હતું, અને મ્હારા કર્મના પશુદેહધારી ફળરૂપી આ હાથીના શરીરમાં મ્હને કેવી ભયંકર શિક્ષા થઈ! ઋષિઓએ ખરૂં જ કહ્યું છેઃ શરીરના આવરણ સિવાય આત્માના દુઃખનું બીજું કયું કારણ છે? અને શરીરનું આવરણ કર્મ સિવાય બીજા શાથી ઉત્પન્ન થાય છે? અને કર્મ મોહમાંથી, અને મોહ અહંકારમાંથી ઉત્પન્ન થતો નથી? વળી, અહંકાર એ અજ્ઞાનતમનું ને અવિવેકવૃક્ષનું ફળ નથી? અફસોસ! હું સમજતો હતો કે હું રાજા છું, ત્યારે હું માત્ર કાળનાં મોજાં પર ઊછળતી ચીપ જેવો જ હતો,

નીલકમલપત્ર પર વરસાદના ટીપાની પેઠે આમ તેમ હાલતા પરપોટા રૂપ હતો, વાદળાંમાં રમતી વીજળી કરતાં પણ વધારે ક્ષણિક હતો, પવનના સૂસવાટથી ક્ષોભ પામી હાલતા દીવાની જ્યોત આગળ ઊડતા મૂર્ખ પતંગિયાના પડછાયા જેવો ચંચળ, ક્ષણભંગુર, અને અસાર હતો !

પછી પીપળે કહ્યું: હાથી, તું કહે છે તે સત્ય જ છે; છતાં તારા વિવેચનથી કથાની ગતિ અટકે છે, અને તું સોચ કરે છે તે સ્થિતિમાંથી મુક્ત થતાં વિલંબ થાય છે. આ રીતે તો તારી કથા અડધી એ નહિ થાય ને વ્હાણું વાશે. હાથી બોલ્યો: પીપળ, એ તો હવે પૂરૂં થયું. હવે તું મ્હારી પાપકથા સાંભળ; અને તે પૂરી થાય કે તરત જ આ વન્ય ગજના દેહની સાથે એ કથાનું સ્મરણ પણ મ્હને તજી જાય તો કેવું સારૂં ! કારણ કે પશુશરીર પણ પાપીને એટલી બધી શિક્ષા કરી શકતું નથી; પાપની ખરી શિક્ષા તો તે પાપના સ્મરણમાં અને તેને અંગે સદાકાળ ઉપજતા પશ્ચાત્તાપમાં જ રહેલી છે.

મ્હેં તને કહ્યું તે પ્રમાણે ઘણા કાળ પૂર્વે હું રુરુ નામે રાજા હતો, અને જુવાનીમાં એક રાણી પરણ્યો હતો. તે રૂપાળી હતી, પણ તેનું રૂપ ચિત્તાના રૂપ જેવું હતું. કેમકે તે ભયંકર, દાઘવાળું, વિશ્વાસઘાતી, અને કપટી હતું. હું ઘણો ન્હાનો હતો, અને સ્ત્રી વિષે તેના બાહ્ય શરીર સિવાય વિશેષ જાણતો ન્હોતો, તેથી હું તેનો ભોગ થઈ પડયો. હું મ્હારી પત્નીમાં અનુરક્ત હતો, તેનો સંપૂર્ણ વિશ્વાસ કરતો, અને સ્વપ્નમાં પણ તેના શીયળ વિષે શંકા કરતો ન્હોતો. એક દિવસે સમીસાંઝે હું બહારથી મ્હારા મહેલમાં આવ્યો, અને જોઉં છું તો તે કોઈ રાજપુત્ર સાથે ગેલ કરતી હતી! તેને રસ્તામાં જોઈને તે તેના પર આસક્ત થઈ ગઈ હતી, અને એક નીસરણી વડે બારીએથી તેને મહેલમાં લાવી હતી.

તેને જોઈને હું એક ચીસ પાડી ઊભો રહ્યો.

પણ મ્હને જોઈને તે બંને જણુ વીજળીને વેગે છૂટાં પડી ગયાં, અને પેલો રસ્તામાં પાછો ન્હાસી ગયો ને પેલી પોતાના ખંડમાં ભરાઈ ગઈ. પેલો ક્યાં ગયો, કે પેલીએ શું કર્યું તે હું જાણુતો નથી. પણ પરોડિયે મ્હેં જોયું તો તેને ચોરને પગલે આવતી દીઠી. હું જ્યાં ઊભો હતો ત્યાં ને ત્યાં જ આખી રાત જરા પણુ હાલ્યા વગર ઊભેલો મ્હને તેણે જોયો. એકદમ તે ખંચાઈને ઊભી રહી, અને મ્હારા સ્હામું એકી ટશે જોઈ રહી. પ્રથમ તેને બહુ જ અચરજ લાગ્યું, પણ પછીથી તે ત્રાસથી ધ્રૂજવા લાગી. મ્હેં એકાએક ભયંકર ચીસ પાડી. તેથી તે બેભાન થઈ ભોંય પર પડી ગઈ. પણુ હું પાછો ફર્યો, ને દોડયો, ને બહાર રસ્તામાં નીકળી પડયો.

મળસ્કાના આછા અંધારામાં હું આમ તેમ રખડયો, મ્હારો જીવ તો બળી જતો હતો, અને હું ક્યાં જાઉં છું કે શું કરૂં છું તેનું મ્હને ભાન રહ્યું નહિ. એકાએક એક ચીથરેહાલ કંગાલ માણુસ-

નો મ્હને ભેટો થયો, અને મ્હેં તેને કહ્યું: ચાલ, જલદી કર, આપણે કપડાં અદલબદલ કરીએ. મ્હારા સ્હામું જોઈને તેણે તરત જ કબૂલ કર્યું, અને અમે કપડાં બદલ્યાં; મ્હેં તેને મ્હારા સર્વ રત્નજડિત દાગીના આપી દીધા ને તેનાં ગંદાં ચીથરાં પહેરી લીધાં. તે તો ચાલ્યો ગયો. મ્હેં વિચાર કર્યો: હવે હું મ્હારો મહેલ ને મ્હારૂં રાજ્ય છોડી દઈશ અને આ સંસારને લાત મારી સંન્યાસી થઈ જઈશ. અને અરે! હું બોલતો હતો એટલામાં એક બીજો માણુસ મ્હારી કને આવી પહોંચ્યો. તે એક ઠીંગણો ઘરડો માણુસ હતો, તેના ધોળા વાળ ફેંટામાંથી બહાર જણાતા હતા, અને તેની આંખો શકરાના જેવી તીક્ષ્ણ હતી. તેણે કહ્યું: હે નિશાચર, તું કોણ છે? તેને ચોર ધારી હું હસીને બોલ્યો: મહારાજ, હું તારા જેવો ચોર છું. તે બુઢ્ઢો બોલ્યો: આ શહેરના બધા ચોરોનો હું સરદાર છું, છતાં તને ઓળખતો નથી. મ્હેં કહ્યું: મ્હારા ગામથી દુઃખનો

મારો હું હમણાં જ અહીં ન્હાસી આવ્યો છું તેથી તું મ્હને કયાંથી ઓળખે? તેણે પૂછયું: તું મ્હારી સાથે આવીશ, ને મ્હારા ટોળામાં ભળીશ? મ્હેં કહ્યું: હા, તારા ટોળામાં કે ગમે તેના ટોળામાં. એમાં શું થઈ ગયું? મરણની દરકાર કર્યા વગર ઘણા દુઃખને લીધે હું હસ્યો. પછી પેલો બટકો બુઢ્ઢો મ્હારી છેક પાસે આવ્યો ને થોડી વાર મ્હને નિહાળતો ઊભો, અને પછી બોલ્યો: તું ઘણો જુવાન ને રૂપાળો છે, ને હું ધારૂં છું કે તું ચોર નથી. જુવાનીઆઓને સ્ત્રીઓ સિવાય બીજે કયાંથી દુઃખ હોય છે? હું બોલ્યો: ચોરના સરદાર, તું બહુ ઝીણો છે. ખરેખર, મ્હને એક સ્ત્રીએ ખરાબ કર્યો છે, અને મ્હારી જિંદગી હવે પૂરી થઈ છે.

પછી એકાએક પેલા વિચિત્ર વૃદ્ધ પુરુષે તેના હાથનો પંજો મ્હારા ખભા પર એટલા જોરથી ઠોકયો કે મ્હને વાગ્યું. તે બોલ્યો: મૂર્ખ! એક બૈરી ગઈ એટલા માટે તું આટલો બધો દુઃખિત

થાય છે ? શું ! તું નથી જાણતો કે એકને બદલે વગર મહેનતે બીજી સો બૈરીઓ મળી શકે છે—અને તે પણ તેના જેવી જ રૂપાળી કે તેનાથી ચડે તેવી. તે બોલ્યો કે તરત હું હસવા મંડયો, અને હસતો હસતો હું રડી પડયો. હું બોલી ઊઠયોઃ અરે ! વૃદ્ધ ચોર, હું તારો આભારી થયો છું; સારા વૈદ્યની પેઠે, છરી કરતાં તીક્ષ્ણ શબ્દોથી તેં મ્હારો રોગ મટાડયો છે. પણ યાદ રાખજે કે જો હું તને ફરીથી જોઈશ તો તને હાથીના પગ તળે કચરાવી નાંખીશ ! અને તેને મૂકી હું ત્યાંથી ચાલી નીકળ્યો. જતાં જતાં મ્હેં વિચાર્યુંઃ તે ખરૂં કહે છે; અને હવે હું મ્હારા મહેલમાં પાછો જઈશ, અને મ્હારી સ્ત્રીની કુચાલને માટે ત્રણે લોકની સર્વ સુન્દરીઓ પાસે દંડ લઈશ. અરે, એના જેવી છુછ્છી બૈરીને લીધે મ્હેં સંન્યાસ લીધો હોત તો ખરેખર હું ગધેડો કહેવાત. પેલા ઘરડા ઠગે મ્હને પ્રેતલોકમાંથી જાણે પાછો આણ્યો છે અને મ્હારો રાજદંડ મ્હારી પાસે ફરીથી ગ્રહણ કરાવ્યો છે.

પછી, હે પીપળ, હું, જે બોલ્યો તે પળ્યો. રાજકારભાર મ્હારા પ્રધાન તૃષોદધિને માથે નાંખી મ્હારા રાજ્યની લલનાઓમાં હું લંપટ બની ગયો, અને મ્હારી પ્રજામાંના સર્વ પિતાઓ, ભાઈઓ, અને પતિઓને ત્રાસનું કારણ થઈ પડયો.

આ સાંભળતાં તૃષોદધિ મનમાં બોલ્યોઃ હા, લુચ્ચા રાજા, ખરેખર એમ જ હતું; તારા શબ્દો સાચા છે તે વાતનો જીવન્ત સાક્ષી તારી આટલી સમીપ બેઠો છે તે તને ક્યાં ખબર છે? અને જપને બિલકુલ વીસારે પાડી કથાશેષ સાંભળવાને તે ઉત્સુક બની રહ્યો.



હાથી બોલ્યોઃ પીપળ, એવું બન્યું કે મ્હારે ત્યાં એક વિટ હતો. તે દ્વેષ અને કપટનો ખરેખરો અવતાર હતો; અને મ્હારા રાજ્યમાંથી અથવા બીજે ગમે ત્યાંથી મ્હારે લાયક દરેક સુન્દર સ્ત્રી શોધી કહાડવાનું કામ મ્હેં તેને સોંપ્યું હતું. આ વિટ હંમેશ પારકાનાં રત્નો તરફ મ્હારૂં ધ્યાન ખેંચતો, પણ તેના પોતાના રત્નથી તેણે મ્હને કેવળ અજ્ઞ રાખ્યો. પરંતુ તેના એક આડતિયાનું તેણે કંઈ બગાડયું હતું તે એક દિવસ મ્હારે ત્યાં આવી પહોંચ્યો, ને કહેવા લાગ્યોઃ મહારાજ, આપનો વિટ આપને રોજ છોડાં ખવડાવે છે ને ખરૂં સત્વ તો સંતાડી રાખે છે; એની પોતાની કન્યા ચન્દ્રથી એ વિશેષ કાન્તિવાળી છે. આ સાંભળી હું રાતો-પીળો થઈ ગયો, મ્હેં વિટને બોલાવી મંગાવ્યો, અને તેની છોકરી મ્હારા મ્હોં આગળ રજૂ

કરવાની અગર મરણને શરણ થવાની ફરજ પાડી, અને તેની આજીજી ઉપર જરા એ લક્ષ આપ્યા વગર મ્હેં તેની છોકરી પડાવી લીધી. સર્વ કાલાવાલા વ્યર્થ જતા જોઈ આખરે તે વિટ નરમ થઈ ગયો, અને પાળેલા હાથીની પેઠે તેણે પોતાની લાજ લુંટાવવાનું કબૂલ રાખ્યું. અરે! હું તેને પૂરેપૂરો ઓળખતો હોત, તો તત્કાળ તેનો જીવ લેત; કેમકે તે માત્ર વેર લેવાનો લાગ શોધતો હતો. વિટ ને તેની કન્યા વિષેના આ મ્હારા કર્મનું ફળ પરિપાક પામતું હતું; આખરે તેનો સમય આવ્યો એટલે નાગની પેઠે એકદમ તે ઊછળ્યું ને મ્હારી પાનીએ ડસ્યું.

પણ તે દર્મિયાન, વિટ ને તેના વેરની ઉપેક્ષા કરીને મ્હેં મત્ત મધુકરના જેવું જીવન ગાળવા માંડયું; પ્રત્યેક કમળનો મધુરસ ચૂસવા જેટલો વખત જ સંગ કરી, બધાં કમળોને રસહીન કરી નષ્ટ કરવાનો જ મ્હેં ધંધો માંડયો હતો. તેથી કચરાઈને

નીચે કાદવમાં પડી ગએલી પોતાની મનોહર મંજરીઓના હતભાગ્યનો સોચ કરતા વૃક્ષોવાળા બાગ જેવો મ્હારા રાજ્યનો દેખાવ ધીમે ધીમે થવા લાગ્યો. બહુ થયું ! પ્રયોજન વગરની ઝીણી ઝીણી બાબતો ગણાવીને મ્હારે તને શામાટે ખોટી કરવી, અને આ હાથીના ખોળિયામાંથી મ્હારા મોક્ષનો વિલંબ શામાટે કરવો ? પછી રોજની પેઠે મ્હારા પ્રધાનને માથે રાજ્યભાર નાંખીને એક દહાડે હું વનમાં શિકારે ગયો. થોડી વારમાં મૃગયાથી કંટાળી મ્હેં પરિજનને વદાય કર્યા, અને ધીમે ધીમે પગે ચાલતો રખડતો રખડતો હું એકલો ઘેર આવતો હતો. પવનને લીધે થતું બરૂનું સંગીત સાંભળતો સાંભળતો હું રસળતો રસળતો આવતો હતો. હા, એ સંગીત મ્હને કેમ વીસરે રે ! એનો સુકોમળ સુર થોડી જ વારમાં થવાના એક સમાગમની મીઠાશનું પૂર્વચિહ્‌ન હતું. એ સમાગમે મ્હારા આત્માને એક નિમેષમાં જાણે એક કૂહામાં ગબોળ્યો, અને તેનો રંગ બદલી

તેને પ્રથમ રક્ત[૧] કર્યો અને અન્તે વેરા પાકા નીલ-રંગનો કરી દીધો.

હું ધીમે ધીમે રખડતો રખડતો આગળ ચાલતો હતો તેવામાં વિધિયોગે એવું બન્યું, કે મ્હારા ગળામાં હંમેશ પડી રહેતા મ્હોટા દાણાના મુક્તાહારનો આંકડો પહોળો થઈ ગયો, અને હાર સરીને જમીન પર પડી ગયો. અને તે જ ક્ષણે, બાજની જાતના એક પંખીએ, તેના ચળકાટથી લોભાઈ, અગર કોણ જાણે શાથી, તેના ઉપર એક-દમ ઝડપ મારી લઈ લીધો. હું માનું છું કે કામ-દેવે જ પોતાનું ધાર્યું કરવાને કદાચ તે પંખીનું રૂપ ધર્યું હશે. મ્હારા વિચારમાંથી જાગ્યો હોઉં તેમ હું ચીસ પાડી તેની પાછળ પડ્યો; પણ થોડું ઊડીને તે પંખીએ બ્હીકથી, અથવા કદાચ જાણી જોઈને, પોતાના ન્હોરમાંથી હાર ફેંકી દીધો, અને

---

૧. રાતો એ પ્રેમનો રંગ છે, અને નીલ રંગ તેની પરાકાષ્ઠા દર્શાવે છે.

ઊડી ગયું. હાર પડતો જોઈને હું તેના તરફ દોડયો, પણ એકાએક મ્હારા માર્ગમાં એક ઘણી ઊંચી દિવાલ આવેલી મ્હેં જોઈ. મ્હારો હાર તે દિવાલની પેલી મેર પડયો હતો. અને હું દિવાલ પાસે પહોંચ્યો એટલે મ્હેં દિવાલની પેલી ગમ કોઈનાં પગલાં સાંભળ્યાં. મ્હેં એકદમ બૂમ મારીઃ અરે, આ ભીંતની પેલી મેર જે હોય તેણે જાણવું કે એ હાર મ્હારો છે. કંઇ ઉત્તર ન મળતાં, મ્હેં આમ તેમ નજર ફેરવી, અને પાસેના એક ઝાડની ડાળીઓ પકડી હિંચકો ખાઈ દિવાલ પર ચડી પેલી મેર ડોકિયું કર્યું. અને અરે ! ત્યાં મ્હારી નીચે બગીચામાં એક લલના ઊંચું ડોકું કરી મ્હારા તરફ જોતી મ્હેં દીઠી; મ્હારો હાર જમીન પર એના પગ આગળ જ પડેલો હતો.

હે પીપળ, મ્હેં તે લલનાનાં અદ્દ્ભુત નયનો જોયાં કે તરત જ, જે હારને માટે હું ત્યાં જઈ ચડયો હતો તેનો વિચાર પણ મ્હારા મગજમાંથી ઊડી ગયો, અને એક ક્ષણમાં તે બિલકુલ વીસારે

પડયો. તે વૈદૂર્ય[૧]નાં નયનપલ્લવને કાંઠે તેમની ઊંડાઈ જોઈ ભ્રમિત થએલા મ્હારા આત્માને જાણે ડૂબાડી દેવાના હેતુથી તે પંખીએ મ્હને આણી મૂક્યો હતો; છતાં હું ચકિત થયો તેનું કારણ તેમનું લાવણ્ય જ ન્હોતું. કેમકે જોકે તે મ્હારા તરફ ઊંચાં કરેલાં હતાં અને જાણે બરાબર મ્હારી આંખો તરફ તાકેલાં હતાં, તોપણ તે જરા એ મીચાતાં ન્હોતાં તેથી હું ગભરાયો. તે નયનોમાં જિજ્ઞાસા બિલકુલ ન્હોતી, તેમ જ ભીરુતા કે ભયનો લેશ પણ ન્હોતો; તો પછી તેમાં આહ્વાન, ક્રોધ, ક્ષોભ, કે લાગણીનો ઊભરો તો હોય જ શેનો? પરંતુ તે સાગર જેવાં દેખાતાં હતાં; અને, પાણી પીતાં જાનવરથી કે વાતા વાયી હાલે નહિ એવાં સૂકાં પાંદડાંથી આચ્છાદિત શ્યામ સપાટીવાળા, વનમધ્યે છૂપાએલા, ને મન્ત્રના બળે ગુપ્ત રહેલા કોઈ પવિત્ર જળાશય જેવી, સૂનકાર, નિર્ભયતા, અવર્ણ્ય શાન્તિ ને સ્વસ્થતાની અસર

૧. એક જાતનો આસમાની નીલ રંગનો પોચો ખનિજ પદાર્થ; lapis lazuli.

તે નયનોમાં જાણે જણાતી હતી. તે નિશ્ચલ અગાધ ચક્ષુઓનું લક્ષ્ય હું નહિ હોઉં એમ મ્હને લાગવાથી, મારા સિવાય બીજા શેના તરફ તે તાકી રહ્યાં હશે તે સમજવાને હું ડોકું ફેરવત, પણ મ્હારી આંખો તેમના પરથી ખસેડવાને હું તદન અસમર્થ હતો. જોવા કરતાં સાંભળવાની સ્થિતિમાં તે લલના ઊભેલી હતી, તેથી તેનું માથું સ્હેજ પાછળ નમેલું હતું. પણ તેમ થવાથી તેના વિશાળ ને ઉત્કૃષ્ટ વક્ષઃસ્થળ ઉપરના ગોળ બુટ્ટાઓ તદન અજાણતાં બહાર નીકળી મ્હારા તરફ ઊંચા થયા, અને તેની આંખમાં ના દેખાતાં જિજ્ઞાસા ને ક્ષોભ અતિ આતુરતાથી જાણે દર્શાવવા લાગ્યા. તેની નાજુક શરીર-યષ્ટિ સાંઠાની પેઠે ઊભી રહી ઉપરના ભારને લીધે મધ્યમાંથી કડાક લઈને ભાંગી જાય એવી ચિન્તાથી જાણે ઝોલા ખાતી દેખાતી હતી. મુંઝવણ અને અચંબાના દરિયામાં ડૂબી જઈ હું તેના તરફ જોતો જોતો બેઠો હતો, એટલામાં એકાએક તેના ઓઠ ઊઘડયા

અને સંભળાય એવા ચુંબનના અવાજે ધીરે રહીને બોલીઃ આ દિવાલ પર કોઈ ચડયું હોય એમ મ્હને લાગે છે, તો તે કોણ છે અને અહીં શામાટે આવ્યું છે ?

ગભરાટ ને અચરજથી મ્હેં જવાબ દીધો, હે મદિરાક્ષી, તારા ચરણે પડેલો પેલો મ્હારો મુક્તાહાર લેવાને હું આ દિવાલ પર ચડયો છું. તેણે પૂછયુંઃ તું તે હાર પડેલો જુએ છે? મ્હેં કહ્યુંઃ ખરેખર, તારી પેઠે હું તે ચોકખો જોઈ શકું છું. એટલે તેણે કહ્યુંઃ ત્યારે તું નીચે ઊતર, ને હાર લઈ ચાલ્યો જા. કેમકે હું તને તે આપી શકું એમ નથી, કારણ હું અન્ધ છું.

આ સાંભળતાં તૃષોદધિએ મનમાં નીસાસો નાંખ્યો, અને ધીમે રહીને બોલ્યોઃ હા ! ખરેખર ! અફસોસ ! એ અન્ધ જ હતી; અને ચોક્કસ એ એની જ આંખો હતીઃ હવે હું બરાબર સમઝ્યો કે આ હાથીની વાત સાચી છે. અને જપની વાત તદ્દન વીસરી જઈ, તેણે તે કથા સાંભળ્યા કરી.

હાથી બોલ્યોઃ હે પીપળ, તેના શબ્દો સાંભળતાં મ્હારા પેટમાં દયા અને આશ્ચર્યથી એવડો મ્હોટો ધ્રારકો પડયો કે હું દિવાલ પરથી પડતો પડતો રહી ગયો. અને હું બૂમ પાડી ઊઠયોઃ અન્ધ! હે સુન્દર દુર્ભાગી સ્ત્રી! પણ ખરેખર તું મજાક કરે છે. શું! પદ્મશોભિત પદ્મિની કરતાં વધારે રમ્ય અને મધ્યરાત્રિએ તારાસમેત ગગનમંડળને લજાવનારી તારી આંખો વસ્તુતઃ અન્ધ હોઈ શકે? તેણે શાન્તિથી જવાબ દીધોઃ છતાં હું કહું છું તેમ જ છે. એટલે મ્હેં મારા હાથ પછાડયા, અને દયા ને નિરાશાથી રડવા જેવો થઈને દીર્ઘ નિશ્વાસ મૂકયો. અને હું બોલી ઊઠયોઃ ધિક્કાર છે તે સ્રષ્ટાને જેણે તારા જેવી આંખો સરજી, છતાં જે તેમાં સાધારણ આંખ જેવી પણ દૃષ્ટિ મૂકવાનું ભૂલી ગયો! એટલે તે ફીરથી બોલીઃ એમ નહિ, સ્રષ્ટાનો વાંક કહાડ મા.

એને બદલે મ્હારો જ વાંક કહાડ, કારણ કે કોઈ પૂર્વજન્મના પાપની યોગ્ય શિક્ષા રૂપે જ આ અન્ધતા આવી છે; મ્હેં જ—અન્ય કોઈએ નહિ—વાવેલા વૃક્ષનું એ ફળ છે. અથવા, તારે કોઈનોએ વાંક કહાડવો જોઈએ નહિ; કેમકે તારે મ્હારી આંખનું કે મ્હારૂં બિલકુલ કામ નથી, પણ તારે તો તારા હારનું કામ છે. મ્હેં કહ્યું તેમ, આવ ને સત્વર હાર લઈ ચાલ્યો જા.

મ્હેં ક્ષોભથી એક ક્ષણભર એના સ્હામું જોયું, અને હું ભાર દઈ બોલ્યોઃ તું જ લે એ હાર; હવે તે મ્હારો નથી, કેમકે તેના યોગ્ય માલિકને ચરણે તે પડ્યો છે; મ્હારી પાસેથી ચોરી જઈ તેને આ સ્થિતિમાં મૂકનાર પંખીએ ખરેખર ડહાપણનું કામ કર્યું છે. મ્હને દિલગીરી એટલી જ છે, કે અફસોસ ! તું એ જોઈ શકતી નથી; તારા જેવા સૌન્દર્યને જ એ લાયક છે. તેણે તે અનિમેષ ચક્ષુથી જાણે મ્હારા તરફ જોયું, અને સ્મિત કરી કહ્યુંઃ ભાઈ, મ્હારે

તારૂં એ શું કામ છે, અને તારા હારનું એ શું કામ છે ? ચાલ, હવે, જેને સાંભળવું ઘટારત નથી તેવા જનની સાથે દિવાલ પર રહીને ઘેલી ઘેલી વાત કરવી જવા દે; પરંતુ તારો હાર લઈ વદાય થા.

હે પીપળ, તને બરાબર સમજાય એવી રીતે હું બધી હકીકત કહું છું કે કેમ, તે વિષે મ્હને જરા શક રહે છે. પરંતુ તું એટલું તો જાણ, કે હું દિવાલ પર આવી ચડયો તે ક્ષણથી હું બદલાઈ ગયો. કેમકે તેનાં નયનોએ મ્હારા પર કરેલી અસર તેના કંઠથી પૂરેપૂરી જામી, અને તેના સ્મિતથી મ્હારૂં હૃદય પરવશ બની અત્યાનન્દ ને ઉત્કંઠામાં આવી એક પાંદડાની પેઠે હાલવા લાગ્યું. તેથી હું એટલો બધો ક્ષુબ્ધ થઈ કંપવા લાગ્યો કે દિવાલ પર બેજેબેજે ટકી રહ્યો. કોઈ અપૂર્વ સ્ત્રી તરફ હું જોતો હતો એમ મ્હને ભાન થયું, અને એક પલકારામાં મ્હારો ભૂતકાળનો અનુભવ હું વીસરી ગયો. અતિશય હર્ષથી ને નિશ્ચયના ઉગ્ર આવેશથી ધ્રૂજતો

હું મનમાં કહેવા લાગ્યોઃ અહો, લાવણ્યની જે પરાકાષ્ઠા સ્વપ્નામાં હું કલ્પતો હતો તેનાં ખરેખર દર્શન હવે મ્હને આ ક્ષણે કરાવ્યાં જણાય છે. અને શું! હે અનુપમ સુન્દરી, તારો મેળાપ થયો કે તરત જ તું મ્હને વદાય થવાનું કહે છે? ના, ના; ત્રણે લોકના બદલામાં પણ હું હવે તારાથી જરા દૂર ખસવાને કબૂલ થાઉં નહિ. અને હવે, તારી ઇચ્છા હોય કે ન હોય, પણ હું તને મ્હારી પત્ની અને રાણી બનાવીશ.

અને તે જ ક્ષણે હું ધારૂં છું કે કામદેવે જ મારા હૃદયમાં એક વિચાર સૂઝાડયો. નીચે શાન્તિથી રાહ જોતી તે સ્ત્રી ભણી મ્હેં તીવ્ર સ્નેહથી જોયું, અને મનમાં ધીરેથી કહ્યુંઃ હે અલબેલી, તારી ઉપરાંત થઈને, તેમજ પૃથ્વી તથા સ્વર્ગની સર્વ શક્તિઓની ઉપરાંત થઈને, હું તારી પાસે રહીશ. પછી મ્હોટેથી તેને કહ્યુંઃ મ્હારો છૂટકો નથી, અને તારી રજા છે, એટલે હું નીચે ઊતરૂં છું, અને હાર લઈ

ચાલ્યો જઈશ. એમ કહી મ્હેં દિવાલ પરથી જાણી જોઈને કઢંગો ભૂસકો માર્યો; મ્હારો ઇરાદો એવો હતો કે કૂદતાં મ્હને વાગ્યું એમ હું કહીશ, પણ મ્હારી ભાવના એવી સબળ હતી કે બન્યું એવું કે મ્હને ખરેખર વાગ્યું જ. હું ગાંસડીની પેઠે પડયો, તેથી મ્હારો પગ જમીન પર તે સ્ત્રીની પાસે જ કચરાયો; અને તે બ્હીને પાછી ખસી ગઈ. મ્હેં ચીસ પાડી અને ખરેખર તે ઢોંગની ચીસ ન્હોતી. તરત જ દયાર્દ્ર કંઠે તે બોલીઃ અરેરે! મ્હારી અશક્તિના કારણે તને ઈજા થઈ લાગે છે. તને વાગ્યું? મ્હેં કહ્યુંઃ ના, કંઈ નહિ. મ્હને જરા વીસામો લેવા દે, પછી હું જઈશ. તે ખંચાઈ, અને અનિશ્ચિત મને બોલીઃ આ એક દુર્ભાગ્ય અને સંકટની વાત થઈ પડી. કેમકે હું તને ઓળખતી નથી, ત:રે વિષે કશું જાણુતી નથી; માટે મ્હારાથી તારી પાસે રહેવાય નહિ. છતાં, તારા બોલથી તારા ગુણ સૂચવાતા હોય, તો મ્હને લાગે છે કે મ્હારે

તારી બ્હીક રાખવાની જરૂર નથી. મ્હેં ઊતાવળે કહ્યું: જરા એ બ્હીશ નહિ; હું તને મ્હારૂં નામઠામ જણાવીશ, અને તારૂં નામઠામ સાંભળીશ. તું કોઈ સાધારણ પુરુષની સ્ત્રી નથી એટલું તો સ્પષ્ટ દેખાય છે જ. તે બોલી: મ્હારૂં નામ વત્સતરી છે, મ્હારા પતિ રાજાના પ્રધાન છે. આ જ શહેરમાં નહિ પણ બીજાં એ શહેરમાં એમનું નામ જાણીતું છે, એટલે તું પણ જાણતો હોઈશ.

હું ફરીથી એક વાર ચમકયો. અને મ્હોટેથી બોલી ઊઠયો: શું ! તૃષોદધિની પત્ની ? તેણે કહ્યું: હા, તું બરોબર જાણે છે. એટલે હું ફરીથી બોલ્યો: હેં ! ખરેખર ? તૃષોદધિની ? બોલતાં બોલતાં મ્હેં તેની ભણી હેબક ખાઈને જોયું. અને હું મનમાં ધીરેથી બબડયો: અફસોસ ! અફસોસ ! આ વિશાળ ત્રિલોકીમાંથી કોઈ બીજાની પત્ની હોત-ફક્ત એની ના હોત-તો કેવું સારૂં !

આ સાંભળતાં તૃષોદધિ મનમાં બોલી ઊઠયોઃ હા, ખરેખર, તારૂં કહેવું ખરૂં છે. મ્હારા સિવાય બીજો કોઈ એનો પતિ હોત તો ખરેખર સારૂં થાત. અને જપની વાત વીસરી જઈ, તેણે ક્ષોભથી કથા સાંભળ્યા કરી.



હાથી બોલ્યો: પીપળ, આશ્ચર્ય ને ભયરૂપી વજ્રથી વીંધાઈ હું તેના તરફ તાકી રહ્યો હતો એવામાં મારૂં હૈયું ભાંગી ગયું: કેમકે ભૂલે ભૂલે હું મ્હારા પ્રધાનનો દ્રોહી બન્યો અને તેની પત્નીનો પૂજક બની ગયો, એમ મ્હને જણાયું. હું સારી પેઠે સમજતો હતો, કે પ્રેમ કૃતજ્ઞતા કરતાં બળવત્તર બનશે, મિત્રતા કરતાં વધારે શક્તિમાન નીવડશે, અને મ્હારા પ્રધાનનું આવી બન્યું. મ્હેં વિચાર કર્યો: અરે! દૈવ ને કામદેવે સંપ કરી, જેનો સમાગમ ન જ થાય તો સારૂં એમ મ્હેં નિશ્ચય કર્યો હતો તેના જ સમાગમમાં, જાણે મ્હારી ઇચ્છા વિરુદ્ધ, મ્હને લાવી મૂક્યો, અને જેની હું સન્માનથી પૂજા કરૂં તેનું જ અપમાન કરવાનો પ્રસંગ આવ્યો. પણ હવે શું કરૂં? જે થવાનું છે તે થાય છે જ-એ હું સારી પેઠે સમજ્યો; હું, તે, ને તેનો

પતિ નિમિત્ત માત્ર છીએ, અને અમારા કરતાં બળવાન શક્તિઓ નચાવે છે તેમ નાચીએ છીએ. વળી એક વાર હું બબડયો: વત્સતરી; તૃષાદધિ; એમ બને જ નહિ. એટલામાં તે બોલી: તું કોણ છે ? મ્હને ને મ્હારા પતિને તું સારી પેઠે ઓળખતો જણાય છે; પણ આ બાબતમાં તને આટલો બધો વિસ્મય કેમ થાય છે વારૂં ?

તેના સ્હામું જોતાં હું કંપી ઊઠયો, અને મનમાં બોલ્યો: તે દેખતી નથી એ એક રીતે ઠીક છે. હું કોણ છું તે તેને કહેવાની મ્હારી હિંમત ચાલતી નથી; કેમકે તેમ કરવાથી આખી વાત મારી જાય; કારણ કે મ્હારા ચારિત્ર વિષે ઊડતી વાત તેણે સાંભળી જ હશે. પછી એક ક્ષણ વિચાર કરી હું એકદમ ખડખડ હસી પડયો, અને બોલ્યો: હે તૃષાદધિની પત્ની, કોઈ તને કામ સોંપે ને કહે, કે સમ સમ કરતી રાતે ભરદરિયે જઈ ફલાણી વીંટી ગળી જનાર એક ન્હાના મીનને અગાધ જળમાંથી પકડી લાવ;

અને તું ત્યાં જાય ને આંખ મીંચીને પાણીમાં હાથ નાંખતાં તારા હાથમાં તે જ મીન આવી જાય, તો તું જ કહે કે જે વસ્તુ ગમે તેવા બુદ્ધિબળથી શોધી શકાય નહિ તે અકસ્માત તારા હાથમાં આવવાથી તું પણ વિસ્મિત ના થાય? તેણે મ્હોં મલકાવી પૂછ્યુંઃ ત્યારે તે મીન કયું વારૂં? હું કે તે? મ્હેં કહ્યુંઃ તારૂં સુન્દર ગળું તે મીન છે, કેમકે પેલા હારને તારે ગળે વીંટળાવાનું કામ સોંપવામાં આવ્યું હતું. પરંતુ તારા પતિ આપણને એને ભેગાં જુએ તો તે તારા પર ગુસ્સે થાય એમ જરૂર તને બ્હીક લાગે છે, અને તેથી તને મ્હારા વિષે વ્હેમ આવતો જણાય છે; માટે મ્હારે તને કહેવું જોઈએ કે તેં મ્હને અહીંથી વદાય કરી દીધો હોત તો તારો પતિ જરૂર તને ઠપકો દેત. આ વાત તે હમણાં ઘેર આવશે એટલે તે પોતે જ તને સ્પષ્ટ કહેશે. કેમકે હું એક રાજપુત્ર છું, અને એક પડોશના રાજાનો ખાનગી એલચી છું. તારા પતિની રાજ-

નીતિને લીધે મ્હારા રાજાને એક અમૂલ્ય લાભ થયો છે. પણ તારા પતિએ બિલકુલ ઇનામ લેવા ના પાડી, તેથી મ્હારા સ્વામીએ–મ્હારા રાજાએ–મ્હને કહ્યું: કૃતજ્ઞતા, નદીની પેઠે, એક બાજુએ રોકવાથી બીજી બાજુએ ફૂટી નીકળે છે; અને તૃષોદધિને હું કંઈ આપી શકું એમ નથી, તોપણ તેની સ્ત્રીને માટે તો હું કંઈ ભેટ મોકલું જ. કેમકે મ્હેં સાંભળ્યું છે કે તે એક અનુપમ સુન્દરી છે. માટે તું આ મુક્તાહાર લઈ જા, અને એ ખોવાશે તો તારૂં માથું ડૂલ સમજજે. રાતદહાડો ઘોડેસવાર થઈ રુરુ રાજાની નગરીમાં પહોંચ, પ્રધાનને શોધી કહાડ, અને આપની પત્ની વત્સતરી કયાં છે એમ પૂછ. તે તારા સમક્ષ આવીને ઊભી રહે ત્યારે આ હાર તારે હાથે જ તેના ગળામાં પહેરાવજે, અને કહેજેઃ આ ચિહ્નથી રાજા ચન્દ્રદત્ત જણાવે છે કે તારા અને તારા પતિના આભારના ભાર તળે હું હંમેશ દબાએલો રહીશ, અને સંકટને સમયે આ

હાર મ્હને મોકલાવશો તો હું તમારી બ્હાર કસીશ. અને હવે, તું મ્હને જડી તેથી હું ખૂબ ખુશ થયો છું; કેમકે આ હાર ખોવાય તો મ્હારૂં માથું ઊડી જાય એ બ્હીકથી હું નીકળ્યો ત્યારનો બિલકુલ ઊંઘ્યો નથી. જે પંખીએ આ હાર મ્હારા હાથમાંથી ઝૂંટાવી તારી પાસે નાંખ્યો તે ખરેખર કોઈ દેવતા હશે, કેમકે તે કોની પાસે લઈ જવાનો છે તે પંખી કેમ જાણી શકે? માટે એ હાર તું લે, અને તારો પતિ તે જુએ ત્યારે મ્હને બોલાવજેઃ એટલે હું તેને બધી વાત કહી ચાલ્યો જઈશ.

આ બધું તેણે ધ્યાનપૂર્વક સાંભળ્યું, અને હું આ ગપ મારતો હતો તે વખતે જાણે બરોબર મ્હારી સ્હામે તે જોઈ રહી હતી તેથી હું ધ્રૂજી ગયો. તે મ્હને દેખતી નથી એ વિચારથી હું ખુશ થતો હતો, પણ તે સાથેજ તે અન્ધ છે એ વિષે મ્હને શંકા થતી હતી. હું કહી રહ્યો એટલે તે વિચારમાં ઊભી રહી. તે વખતે હું તેને નિહાળતો હતો.

આખરે જે થવાનું હોય તે થાય, પણ અમારી વાતચીત લાંબી ચાલે અને હું તેને નીરાંતે નિહાળી શકું, એવી આશાએ મ્હેં એક ખરેખરું જૂઠાણું ઊભું કર્યું એ જોઈ મ્હને અત્યન્ત હર્ષ થયો. થોડી વારે તે બોલીઃ ક્યાં છે એ હાર ત્યારે? મ્હારા તરફ જે કમળ જેવી હથેળી તેણે ધરી હતી તેમાં મ્હેં તે હાર મૂક્યો, અને મૂકતાં મૂકતાં તેની ભુજલતા તરફ મ્હેં છાનાંમાનાં કોઈ જુએ નહિ તેમ દુષ્ટ બુદ્ધિથી નજર કરી લીધી. તેણે તે હાર લીધો, બધે હાથ ફેરવી જોયો, અને પેલા ઘરડા જોગી આગળ થઈને હું આવ્યો ત્યારે તે જેમ માળાના મણકા ફેરવતો હતો તેમ એકે એક મોતી તેણે ગણી જોયું. તે વખતે હું તેના ભણી તાકીને જોઈ રહ્યો હતો, શ્વાસ પણ ભાગ્યે જ લેતો હતો. થોડી વારે તે બોલીઃ આ મોતી તો બહુ મ્હોટાં છે, નહિ વારૂ? મ્હેં કહ્યુંઃ સમુદ્રમાં પણ એની જોડ નથી. તેણે સ્હેજ નીસાસો નાંખ્યો, ને દિલગીરીથી બોલીઃ મ્હારા કરતાં કોઈ બીજી આંખોને માટે આ સુન્દર

મોતી છે. હું બહુ જ આતુરતાથી જોઈ રહ્યો, અને મનમાં બોલ્યોઃ અરે ! આ મધુર સુન્દરી એની બીજી બધી ઊતરતી બહેનોના જેવી જ હશે, અને તે જોઈ શકતી નથી તે મોતીથી લોભાતી હશે ? હે પીપળ, જોકે મ્હને તો તેથી લાભ હતો, છતાં તે બીજી સ્ત્રીઓ જેવી છે એમ માની મ્હને ઘણું દુઃખ થયું. અરે ! પણ મ્હેં તેને અન્યાય કર્યો, અને તેને ઓળખી નહિઃ કેમકે તેના હૃદયમાં હું ના કળી શકયો એવો ભાવ હતો.

પછી એકાએક, મ્હારી અટકળ પ્રમાણે અર્ધું મશ્કરીમાં અને અર્ધું પહેરી જોવાની કંઈક ઇચ્છાથી, તેણે હારના બે છેડા હાથમાં પકડયા અને પોતાને ગળે ભેરવવા ગઈ. પેલાં ભાગ્યશાળી મોતી એક ક્ષણભર તેના ઉન્નત વક્ષઃસ્થળ ઉપર વિરાજ્યાં. પણ તે ક્ષણે કેવળ ગભરાટમાં હું આત્મસંયમ રાખી શકયો નહિ. હું આગળ ધસ્યો ને ઊતાવળે કહેવા લાગ્યોઃ એમ નહિ, તને આંકડો ભેરવતાં આવડતું

**નથી.** તે અન્ધ હતી એટલે મ્હારો ઇરાદો કળી શકી નહિ, તેથી તે મ્હને રોકે તે પહેલાં મ્હેં મ્હારા બંને હાથ-ઉન્મત્તતા ને ભયથી ધ્રૂજતા અને પોતાની ધૃષ્ટતાથી ચકિત થઈ કંપતા મ્હારા બંને હાથ-તેના ગળાની આસપાસ એકદમ મૂકયા, અને હારના બંને છેડા હાથમાં લઈ એકઠા કરી હું આંકડો ભેરવવા જતો હતો. અને તે જ ક્ષણે મ્હેં જોયું, તો અકથ્ય નિરાશા રૂપી કાળાં અને ચળકતાં પાણીથી ભરપૂર ગુહાઓ જેવી આંખે મ્હારા પ્રત્યે જોતો તેનો પતિ તૃષોદધિ બાગમાં દૂર ઊભેલો દીઠો !

આ સાંભળતાં તૃષોદધિએ મનમાં નિશ્વાસ મૂકયો. તે ક્ષણના સંસ્મરણથી તેના હૃદયમાં ઝાળ ઊઠી ને બેઠાં બેઠાં તેણે દુઃખથી શરીર મરડયું. જપ જપવાનું બિલકુલ ભૂલી જઈ, તે કથાશેષ સાંભળવાને ઉત્કંઠિત થઈ રહ્યો.



હાથી બોલ્યો: પીપળ, અમારી આંખે આંખ મળતાં સાપની ઉગ્ર દૃષ્ટિથી મોહિત થએલા પક્ષીની પેઠે હું કેવળ સ્તબ્ધ ઊભો રહ્યો, ને હું શું કરતો હતો તેમજ મ્હારા હાથમાં હું શું ઝાલી રહ્યો હતો તેનું બિલકુલ ભાન ભૂલી ગયો. તે તો એકાએક પાછો ફર્યો અને પાછું જોયા વગર જ ચાલતો થયો. તે જ ક્ષણે તેનો પતિ ત્યાં આવ્યો હતો તેથી હું સ્તબ્ધ બની ગયો એ વાતથી તદ્દન અજાણ્ વત્સતરીએ મ્હને એટલા જોરથી ધક્કો માર્યો, કે હું પડતાં પડતાં રહી ગયો. તેના પતિએ ભંગાણ પડાવ્યું એ જ વિચારમાં લીન થઈ હું સ્વપ્નામાં હોઉં તેમ તેના તરફ તાકી રહ્યો, તે વેળાએ મ્હેં તેના મ્હોં પર ક્રોધને લીધે ઉષાના જેવી રતાશ ચડી આવતી જોઈ, અને એક રાણીની પેઠે ઊભી રહી તેણે પોતાની વક્ર ભૃકુટિ ચડાવી, ને ક્રોધથી કંપતા

અવાજે તે બોલી ઊઠીઃ બાયલા, હું અબળા છું તેનો તું લાભ લેવાની હિંમત કરે છે કેમ? જા, મર અહીંથી; મ્હારી પાસે આવવું હોય તો મ્હારા પતિની આજ્ઞા સિવાય નહિ બને. એમ કહી તેણે પેલો વણબાંધેલો હાર પોતાના ગળામાંથી ખેંચી જોસબંધ ફેંકી દીધો, અને તે કયાં પડશે તેની જરા એ પરવા કરી નહિ. હું તો તેના ઊકળાટથી અને તેના પતિના દર્શનથી એવો દબાઈ ગયો કે ક્ષોભમાં મ્હેં એકદમ તેનું કહેવું માથે ચડાવ્યું. મ્હેં કહ્યુંઃ હે તૃપોદધિની સ્ત્રી, તું ભૂલ કરે છે અને અન્યાય કરે છે, પણ હું તારી આજ્ઞા માથે ચડાવું છું. હારની વાત તદ્દન વીસરી જઈ હું દિવાલ પર ચડી ગયો, ને ઊતાવળે ઘેર જતાં આમ વિચાર કરવા લાગ્યોઃ હવે, ઘણું કરીને તે તેને મારી નાંખશે. અને જો એમ થશે તો હું પોતે જ કમોતે મરીશ, કેમકે મ્હારાથી તેના વગર જીવાશે નહિ. પણ કરવું શું? હું ઘેર પહોંચ્યો કે તરત જ મ્હેં

ઊતાવળે તૃષોદધિને તેડું મોકલ્યું, અગરજો તે આવશે ત્યારે તેને હું શું કહીશ તેનો મ્હેં વિચાર કર્યો ન હતો. પણ તરત જ મ્હારા દૂતો પાછા આવ્યા અને કહેવા લાગ્યાઃ મહારાજ, તૃષોદધિ તો કંઈ એ જડતા નથી. જેવા જડે કે તરત જ તેમને અહીં લાવજો એવો હુકમ કરી મ્હેં તેમને વદાય કર્યા. તે આખી રાત મ્હને ઊંઘ આવી નહિ, હું આતુરતાથી રાહ જોતો બેઠો; વત્સતરીની મૂર્તિ મ્હારા મ્હોં આગળ તર્યા કરતી હતી, અને તેનો જાન જશે એમ મ્હને ભય રહેતો હતો. સ્હવારમાં પેલા દૂતો ફરીથી આવ્યા અને બોલ્યાઃ મહારાજ, તૃષોદધિ અદ્રશ્ય થઈ ગયા છે; તે કયાં ગયા છે તે વિષેની અથવા બીજી કંઈ પણ માહીતી કોઈ આપતું નથી.

આ સાંભળી મ્હેં વિચાર કર્યોઃ ખરેખર, તે કોઈક ઠેકાણે ભરાઈ બેઠો છે, કેમકે તેને એમ બ્હીક લાગતી હશે કે રાજા હવે મ્હને મારી નાંખશે. મ્હેં બધે

ઠેકાણે તેની તપાસ કરવા માણસો મોકલ્યાં; અને તે દરમિયાન હું ગુપ્ત રીતે પેલા બાગ આગળ ફરીથી ગયો; દિવાલ પર ચડયો, પણ તે બાગ સૂનો હતો, કેમકે વત્સતરી ત્યાં ન હતી. નિરાશાથી કાયર થઈ થોડી વાર પછી હું ઘેર પાછો આવ્યો, અને મ્હને સમાચાર મળ્યા કે હજી સુધી તૃષોદધિનો કયાંએ પત્તો મળતો નથી. આમ ઘણા દિવસ ચાલ્યું; હું રોજ તે બાગમાં વત્સતરીને શોધવા જતો, પણ વ્યર્થ; જાણે તેણે ને તૃષોદધિએ પાછળ કાંઈ પણ નામ નિશાની મૂકયા વગર સાથે જ ગુમ થઈ જવાનો પ્રપંચ રચ્યો હોય એમ જણાવા લાગ્યું. પણ થોડે કાળે મ્હને એમ જણાયું કે તૃષોદધિની પત્ની મ્હારી પેઠે જ તેની તપાસમાં છે, ત્યારે મ્હેં તેને રાજા તરફનો એક સંદેશો મોકલ્યો, અને કહાવ્યું: તારો પતિ ગુમ થઈ ગયો છે; કોઈ શત્રુએ એને મારી નાંખ્યો હોય એમ મ્હને ઘણો ભય રહે છે; અને તેની બુદ્ધિને અભાવે મ્હારૂં રાજ્ય અવ્યવસ્થિત થઈ ગયું છે. તેને શોધી કહાડવાને હું ભગીરથ પ્રયત્ન

કરી રહ્યો છું, તે તને વિદિત હો. તું જરા પણ ગભરાઈશ નહિ. કદાચ તે પોતાની રાજનીતિને અંગે જાણી જોઈને ક્યાંક નીકળી પડયો હશે.

આખરે, અસહ્ય સોસથી પીડિત થઈ અને તેનો વિયોગ વધારે વખત સહન કરવાને અશક્ત બની હું રોજની પેઠે એક દહાડો બાગ આગળ ગયો, દિવાલ પર ચડયો, અને નીચે જોયું. અહા ! તે ત્યાં પાછી ઊભેલી હતી, દિવાલ પર મ્હારી તરફ જોતી હતી, અને પહેલાંની પેઠે કાન દઈ સાંભળતી હતી. તેનાં દર્શનથી મ્હારા હૃદયમાં હરખ તો માય નહિ. એકદમ, રજા માગ્યા વગર જ, હું દિવાલ પરથી નીચે કૂદી પડયો, અને તેના ભણી ગયો; અને હું ચાલતો હતો તે વારે મ્હારા પગ તળે કંઈક હાલ્યું. મ્હેં જોયું તો હાર દીઠો. તેણે ફેંકી દીધો હતો ત્યારનો તે ત્યાં જ પડી રહ્યો હતો. તેને ત્યાં પડેલો રહેવા દઈ હું બોલ્યોઃ હે નૃપેન્દ્રદમિની પત્ની, મ્હેં તને આખરે શોધી કહાડી લાગે

છે. હવે વિલંબ કર્યા વગર સાંભળ; મ્હને બ્હીક રહે છે કે કદાચ આટલી સંભાળ લીધા છતાં આપણી વાતચીત કોઈ ચાર સાંભળી જાય. તેણે શાંતિથી પૂછયું: શું છે ? મ્હેં કહ્યું: તું જાણે છે કે આપણો પ્રથમ મેળાપ થયો ત્યારનો તારો પતિ ગૂમ થઈ ગયો છે. તેણે કહ્યું: હા, હું જાણું છું. મ્હેં પૂછયું: તે ક્યાં ગયો છે તે તું જાણે છે ? તેણે કહ્યું: ના. હું બોલ્યો: હું તને તે કહેવા અહીં આવ્યો છું. કેમકે હું તારી પાસેથી ગયો કે તરત જ હું તેની પાસે જઈ પહોંચ્યો; અને તે વખતે તે પ્રવાસે નીકળવાની તૈયારીમાં હતો. મ્હેં તેને બગીચામાંના આપણા સમાગમની વાત કહી. તે તેણે સાંભળી, અને હું કહી રહ્યો એટલે તે ઊતાવળે બોલ્યો: અત્યારે મુક્તાહારનો વખત નથી. કેમકે મ્હને ખાતમી મળી છે કે રુરુ રાજાએ કોઈક પ્રકારે મ્હારી પત્નીનાં દર્શન કર્યા છે, અને તે તેના પર એટલો બધો મોહિત થઈ ગયો છે કે તેને નિંદ પણ આવતી નથી. તે

હવે શું કરશે તે હું સારી પેઠે સમઝું છું, કેમકે
બીજી સ્રીઓ તરફનું તેનું વર્તન જગજાહેર છે.
માટે હજી વખત છે, અને હું ન્હાસી જાઉં છું;
કારણ કે જો તે મ્હને પકડી શકે, તો હું ને તે
બંને સમઝીએ છીએ કે તે વત્સતરીને પણ પકડી
શકે. જ્યાં હું ત્યાં જ તે, કેમકે તેના જેવી સાધ્વી
સ્ત્રી સ્વપ્નમાં પણ પતિનો ત્યાગ કરી શકે નહિ.
પણ જો હું તેના પંજામાંથી બહાર છટકી જાઉં–
અને હું હમણાં જ ન્હાસી જવાનો છું–તો મ્હારી
પત્ની પણ સલામત રહે. કારણ કે તે છચોક તેનું
હરણ કરી શકે નહિ, થોડા વખત સુધી તો તેમ
નહિ જ કરી શકે, અને તે દર્મિયાન હું તેને ગુપ્ત
રીતે ખસેડી લઈશ. અને હવે ખરી અણીને વખતે
કોઈ દૈવે જ તને મ્હારી પાસે મોકલ્યો લાગે છે;
અને કોઈ પણ મુક્તાહાર કરતાં વધારે કિંમતી
વસ્તુ તરીકે હું તને મ્હારી પત્ની સોંપું છું. જલદી
તેની પાસે જા, કેમકે તારા પર કોઈ વ્હેમાશે નહિ,

અને તેને મ્હારી પાસે લઈ આવ. મ્હારા ઘરના કોઈ માણસને આ વાત કહીશ નહિ, કેમકે તે બધાં રાજાથી બ્હીએ છે, અને કદાચ ખાનગી રીતે રાજાએ તેમને લાંચ પણ આપી હોય. પણ તારે રાજાનો શિકાર પડાવી લેવામાં મ્હને મદદ કરવી જ જોઈશે. પછી તેણે મ્હને પોતાની સંતાવાની જગા બતાવી અને ત્યાંથી ચાલતો થયો. તે દિવસથી દરરોજ હું તને આ બગીચામાં શોધું છું, અને તેના ઘરનું કોઈ ન જાણે એવી રીતે તને મળવાનો પ્રયત્ન કર્યા કરૂં છું. આજે આખરે તારો મેળાપ થયો છે, અને હવે તને લઈ જવા માટે હું ક્યારે અને કેવી રીતે આવું તેની ગોઠવણ કરવી જ બાકી રહી છે. વિલંબ મા કર, કેમકે રાજા તારી તપાસમાં જ છે; અને ઘડી જાય છે તે વરસ જેટલી છે. આ હારથી જ તને મ્હારા પર વિશ્વાસ આવવો જોઈએ. જો, તેં ફેંકી દીધો હતો ત્યાં ને ત્યાં જ તે પડેલો છે; મ્હારે લઈ જવો હોત તો માત્ર ઊંચકી લેવાનો જ હતો.

આ સાંભળતાં તૃષોદધિએ દાંત પીસ્યા, અને મનમાં ઉદ્‌ગાર કહાડયોઃ હા ! જૂઠા રાજા, અસત્ય-વાદી ચોર, આ હાથીની તો શું, પણ એથી વધારે નીચ યોનિમાં જન્મવાને તું લાયક જ છે.



હાથી બોલ્યોઃ પીપળ, હું અટકયો એટલે તે અનિમેષ આંખોવાળી સ્રી મ્હારા તરફ તિરસ્કારથી ખડખડ ખડખડ હસી પડી. તેના અટ્ટહાસના પ્રવાહથી સ્તબ્ધ બની જઈ હું મુંઝવણમાં જ ઊભો હતો, એટલામાં તે એકાએક બંધ થઈ ગઈ, ને બોલીઃ હે રુરુ રાજા, તારી અદ્ભુત કપટમય બુદ્ધિને માટે હું તને અન્તઃકરણપૂર્વક અભિનન્દન દઉં છું. મ્હને છેતરવાને તું બીજો શો પ્રપંચ રચશે તે જાણવાને હું ઉત્સુક હતી. તારી લુચ્ચાઈ જોઈ મ્હને આનંદ થાય છે, અને તું તારા ધંધામાં અને સ્રીજાતિને ફોસલાવવાની કળામાં એટલો નિપુણ છે, કે હું ધારૂં છું કે રાજા ભર્તૃહરિ પણ તારી તોલે આવે નહિ. પણ હવે પાડાની પેઠે અસત્ય ને કપટરૂપી કાદવમાં આળોટવું મૂકી દે, અને મ્હને સાચેસાચું કહે કે તેં મ્હારા પતિની શી વ્હલે કરી છે? તું

જાણુ કે મ્હારે તને આ પ્રશ્ન પૂછવો ન હોત તો તું મ્હને આજે અહીં જોઈ શકત જ નહિ. તેં તેને મારી નાંખ્યો છે, કે સંતાડી દીધો છે, કે શું કર્યું છે?

તે બોલતી હતી ત્યારે મ્હારા પર પ્રહાર થયો હોય તેમ હું આકુળવ્યાકુળ થઈ ગયો. અને મ્હેં ઉદ્‌ગાર કહાડયોઃ હે સતી, તું સ્વપ્નામાં છે? નહિ તો આમ બકવાટ ન કરે. એટલે તેણે પોતાનો નાજુક પગ ગુસ્સામાં જમીન પર પછાડયો. અને દ્રઢતાથી છતાં તિરસ્કારથી બોલીઃ હે રાજા, મધ્યાહ્નને સૂર્ય ઢાંકયો રહે પણ રાજા ઢાંકયો ન રહે, એ હજી તારા અનુભવથી તું શીખ્યો નથી? અને સેંકડો સ્ત્રીઓના સમાગમથી પણ તને હજી ખબર પડી નથી, કે કપટ અને કળામાં નિષ્ણાત રાજાને પણ એક સ્ત્રી-મ્હારા જેવી અપૂર્ણ સ્ત્રી પણ-કપટના ભેદ શીખવી શકે? શું તું એક અન્ધ જનથી પણ મ્હાત થઈ ગયો? એના જેવી નમ્ર સ્ત્રીને પણ આમ ગર્વિષ્ઠ થવાનું એકાએક કારણ મળ્યું તેથી

સ્તબ્ધ બની જઈ હું તેના સ્હામે તાકી રહ્યો હતો. તેનાં લાવણ્ય અને કળાએ મ્હારા ક્રોધને હરી લીધો ને હું વિવશ બની ગયો. એટલામાં તે હસી પડી ને તરત જ બોલીઃ અરે ! આખરે તું ચૂપ થઈ ગયો, અને અસત્ય ને બદલે સત્ય બોલવાનો પ્રસંગ આવ્યો ત્યારે તારી વાચાળતા ક્યાં ગઈ ? તું રાજા છે એવો મ્હને પ્રથમથી જ વ્હેમ પડયો હતો, કારણ કે તારા અવાજમાં ઉપરિપણાનો ઘોષ સંભળાતો હતો, અને એટલા જ માટે મ્હેં જાણી જોઈ ને તારા હારને હાથમાં લીધો હતો, અને તેની કિંમત વિષે ખાતરી કરી હતી. મ્હેં તે વખતે મનમાં વિચાર્યુંઃ આ આભૂષણ રાજા સિવાય કોઈનું હોય જ નહિ. એ હાર એક પક્ષી અહીં લઈ આવ્યું એ વાત પણ પેલી મીનની વાતની પેઠે જોડી કહાડેલો જ હતી, એ હું સારી પેઠે સમજું છું. મ્હને ફસાવવાને માટે લાલચ તરીકે જ તું એ હાર લાવ્યો હતો. સ્ત્રીજાતિના સ્વભાવથી વાકેફ હોઈ તેં એ વડે મ્હને ફોસલાવવાની

ઉમેદ રાખી હતી. ત્યાર પછી, તને ખબર પડે નહિ એવી રીતે, એક બે દિવસ પર, રાજાનો અવાજ સંભળાય એવી જગાએ હું પાલખીમાં બેસીને ગઈ, અને ખરેખર મ્હેં તારો સાદ ઓળખ્યો. માટે હવે ઢાંકપિછોડો કરવો મૂકી દે, કેમકે અન્ધ જન પણ સ્હેજ સમઝી શકે એટલી બધી વાત ઊઘાડી છે. અને મ્હને કહે કે તેં મ્હારા પતિની શી વ્હલે કરી છે? પત્નીને ભેટવાના પૂર્વરંગ રૂપે તેં પતિનું ખૂન તો કર્યું નથી?

મ્હેં ઊતાવળમાં જવાબ દીધોઃ હે અજબ સુન્દરી, તારો પતિ અલોપ થઈ ગયો તે વિષે હું તારા જેવો જ અજાણ ન હોઉં તો મ્હારા જીવના જ સમ. બલ્કે, તેને શોધી કહાડવા મ્હેં વ્યર્થ પ્રયત્ન કર્યા છે, અને તે કેમ ગુમ થઈ ગયો તે હું કળી શકતો નથી. તેણે કહ્યુંઃ તું વાત ઊડાવવાનું કરે છેઃ તેની ન્હાસભાગનું કારણ તું ભલે ન જાણતો હોય, પણ હું તો જાણું છું. મ્હારી ખાતરી છે, કે મ્હારા ઉપરના તારા પ્રપંચ સાથે તે વાતને ગમે તે પ્રકારે

સંબન્ધ હોવો જ જોઈએ. કેમકે જોકે મ્હને સમજણ પડતી નથી તોપણ એ બંને વાત એકી વખતે બનેલી છે.

પીપળ, તે બોલતી હતી ત્યારે તેની બુદ્ધિથી હું ચકિત થઈ ગયો. જોકે તેની અન્પતાના કારણે તેણે તેના પતિને મ્હારી પેઠે બગીચામાં જોયો ન્હોતો, તથાપિ તેણે સત્ય લગભગ શોધી કહાડયું. હું બોલ્યોઃ વત્સતરી, હું સમ ખાઈને કહું છું કે તારો પતિ સ્વેચ્છાથી જ અદૃશ્ય થઈ ગયો છે, અને તેની સ્હામે કશો એ પ્રપંચ રચવા રૂપી પાપ મ્હેં કર્યું નથી. ઊલટું તેની ગેરહાજરીથી મ્હારૂં રાજ્ય કથળે છે. તેણે કહ્યુંઃ કોઈ પણ બાબતમાં હવે તારા વચન પર વિશ્વાસ રાખવા જેવું તે રાખ્યું નથી, છતાં આ બાબતમાં તારા વચન પર વિશ્વાસ રાખ્યા વગર તારૂં કહેવું મ્હને કંઈક ખરૂં લાગે છે. પરંતુ જોકે તેં એમને વસ્તુતઃ આઘાપાછા કરી દીધા નહિ હોય, તોપણ તારા કાર્યને લીધે જ એમને ખસી જવું પડયું છે. નિઃસંદેહ એમણે તારો પ્રપંચ કોઈ

પણ રીતે જાણી લીધો અને તેથી ન્હાસી ગયા, અને અરે ! એટલેથી જ વાત અટકી હોય તો સારૂં. સહજ જિજ્ઞાસાથી મ્હેં તેમને વ્હેમ પડે તેવું કામ કર્યું તેટલા માટે હું મ્હારી જાતને સખ્ત ઠપકો દઉં છું; હાર પહેરાવવાને નિમિત્તે તેં તારા હાથ મ્હારા ગળાની આસપાસ મૂકયા અને બાયલાની પેઠે મ્હારી અન્ધતાનો લાભ લીધો, તે વખતે એ અહીંઆં ન્હોતા તોપણ હું અપરાધી છું એમ મ્હને લાગ્યું હતું. અને એ જ્યારે પાછા આવશે ત્યારે આ વાત તેમને કહીશ અને મ્હારા ગુન્હા બદલ તેમની ક્ષમા માગીશ; અગરજો એ ગુન્હો મ્હારી અન્ધતાને લીધે અને તારા નિન્દ્ય વિશ્વાસઘાતને લીધે થએલો છે.

તૃષોદધિએ આ સાંભળ્યું અને મનમાં ઉદ્ગાર કહાડયો. અહો ! પવિત્ર આત્માવાળી સ્ત્રીઓનું અન્તર્જ્ઞાન અજબ તરેહનું હોય છે; કેમકે તેણે ખરે-ખરૂં સત્ય શોધી કહાડયું. અરે ! સ્વપ્નમાં મ્હેં એના ઉપર વ્હેમ આણ્યો હોય તો એ મ્હને ધિક છે! અને જપની વાત ભૂલી જઈ તેણે કથા સાંભળ્યા કરી.

હાથી બોલ્યોઃ પીપળ, કશો પણ ઉત્તર ના દઈ શકાયાથી મ્હેં મૌન ધારી તેના સ્હામે જોયાં જ કીધું. તેણે જે જે કહ્યું તેનાથી હું જ ગુન્હેગાર ઠરતો હતો, છતાં તેને માટે અફસોસની વાત એ હતી કે તેનાં વચનોથી, બળતામાં ઘી હોમાય તેમ, મ્હારો કામાગ્નિ વધારે પ્રદીપ્ત થયો. તેનો ક્રોધ, તેનું દુઃખ, તેનો પશ્ચાત્તાપ, અને તેનું અદ્દ્ભુત બુદ્ધિચાતુર્ય-એ સર્વથી તે પહેલાંના કરતાં મ્હને વધારે મનોહર લાગી; અને કોઈ દીપકનો પ્રકાશ દૂધિયા પત્થર પર પડી પાછો ભભકબર્યો ઝળહળે, તેમ મ્હારો દુરાચાર તેની પવિત્રતાથી પાછો ઠેલાઈ મ્હને અકારો થઈ પડયો. તે એકાએક જમીન પર બેસી ગઈ, અને બોલીઃ તું ત્યાં મ્હારી સંમુખ ઊભો રહે, ને સાંભળ. મ્હારા પતિ ક્યાં જતા રહ્યા અને શામાટે જતા રહ્યા એ વાત બાજુએ રહી, પણ

હવે તેં શું કરવા ધાર્યું છે? તારા પંજામાં સપડા-એલી આ હું અહીં બેઠી, અને વળી છેક નિરાધાર સ્થિતિમાં; તારા મનોરથ પૂરા કરવાને હવે કશી આડખીલ નથી. માટે મ્હને કહે કે તારો શો ઇરાદો છે. તે રાહ જોતી બેઠી; હું એકે શબ્દ બોલ્યો નહિ, માત્ર તેને મોહથી નિહાળતો હતો, અને તેની અન્ધતા રૂપી ઢાલની પાછળ જાણે સંતાતો ફરતો હતો. થોડી વારે તે ફરીથી બોલીઃ તેં કેમ મુનિવ્રત લીધું છે? મ્હારો ઉપભોગ શી રીતે કરવો તેના વિચારમાં પડયો છે? એવી તસ્દી લેતો મા, કેમકે હું મ્હારી મેળે જ તને કહીશ. તું રાજા છે, કેમ નહિ? તારી પાસે કોઈ પણ નીચ કામ કરવાને નોકરો તૈયાર હશે. તેમને રાતે કોઈ ન જાણે એમ મોકલજે, તેઓ મ્હને ઊપાડી જશે એટલે તારો બેડો પાર. તે ફરીથી હસી પડી અને બોલીઃ અથવા શું તેં એમ ધાર્યું હતું કે તારા અનુભવમાં આવેલી બીજી સ્ત્રીઓની પેઠે હું પણ રાજા જેવો માણસ મારા પર આસક્ત

બન્યો છે એ જાણી ફુલાઈ જઈશ ? તો પછી તારી ઉચ્ચ પદવી મ્હારાથી ગુપ્ત રાખવાને તેં શામાટે પ્રયાસ કર્યો ? ખરેખર તારી બુદ્ધિ બહેર મારી ગઈ હતી. તું જાણતો નથી કે ઘણુંખરૂં સ્ત્રીઓ, દીવાની આસપાસ ભમતાં મૂર્ખ પતંગિયાંની પેઠે, રાજાની આસપાસ ભમે છે, અને તેના ભપકાનો ક્ષણમાત્ર ઉપભોગ કરવા બદલ પોતાની આબરૂ રૂપી પાંખો તેમજ પતિના સુયશ રૂપી પોતાના જીવને હોમવાને તત્પર હોય છે ? અથવા એક પુરુષ તરીકેનું તારૂં સૌન્દર્ય મ્હને લલચાવશે એમ તેં ધાર્યું હતું ? મ્હેં સાંભળ્યું છે કે તારા રાજ્યમાંનો કોઈ પણ પુરુષ સૌન્દર્યમાં તારી બરાબરી કરી શકે એમ નથી. પણ હું અન્ધ છું, તેથી તારી પ્રશંસા કરી શકું એમ નથી; તેમજ હું બ્હીકથી ન્હાસી જાઉં એટલો બધો તું વરવો હોત તોપણ હું તારા પ્રત્યે અરુચિ દેખાડત નહિ. અરે, હું સાચું કહું છું કે તારૂં બાહ્ય રૂપ તારા આન્તર સ્વરૂપને મળતું આવતું

હોય, તો તું નક્કી ઘણો વરવો જ છે; અને હું દેખતી નથી એ વાતથી મ્હારા જીવનમાં આજે પહેલી જ વાર મ્હને આનન્દ થાય છે. અને અત્યન્ત નિરાશાના આવેશ-વાળા મનુષ્યની પેઠે તે ફરીથી હસી પડી; આ બધો જ વખત હું તો તેના સંમુખ મૌન ધારી ઊભો જ રહ્યો હતો, તેના ઉપર તેમ:જ મ્હારા પોતા-ના ઉપર ખુબ ગુસ્સે થતો હતો; છતાં તેણે જે જે કહ્યું તેથી તેનાથી વિમુખ થવાને બદલે તેને અભિ-મુખ થતો ગયો.

પછી ઓચિન્તી તે બોલીઃ મહારાજ, મ્હારો કેડો લેવાનું મૂળ કારણ શું? ચાલ, હૈયું ઊઘાડીને વાત કર. મ્હારો પ્રેમ જ તારે જોઈએ, કેમ નહિ? હું બોલી ઊઠયોઃ હા, ખરેખર, તારો પ્રેમ જ;અને તેને માટે હું મ્હારૂં આખું રાજ્ય ખોવા તૈયાર છું. એટલે તેણે કહ્યુંઃ જો, દરેક રીતે ત્હેં મૂર્ખાઈ જ કરી છે. અરે! પતિનું ખૂન કરી પત્નીનો પ્રેમ પ્રાપ્ત કરવો! તો જે સ્રીની પૂજા કરવા તું તત્પર થયો

છે તે કેવી રાક્ષસી હોવી જોઈએ! હું ઝડપથી બોલ્યોઃ મ્હેં તને નથી કહ્યું કે મ્હેં તારા પતિનું ખૂન નથી કર્યું? વળી, હે ચંડી, દરેક સ્ત્રી પતિને ચહાય છે? તારો પતિ તો તારાં કરતાં ઘણો ઘરડો છે, અને વળી તને એકલી જ રાખે છે. તરત જ તેણે કાને હાથ દીધા, અને બોલીઃ જો મ્હારા પતિ વિરુદ્ધ એક અક્ષર તું બોલ્યો, તો હું આંધળી તો છું અને બહેરી પણ થઈશ. મ્હારા પતિ મ્હને તને સોંપીને જ ચાલ્યા ગયા છે, એવું તેં મ્હને સમજાવવાનો કેમ પ્રયત્ન ના કર્યો? તું મ્હને લેખે છે એવી જ સ્ત્રી હું હોત, તો એથી તને જરૂર લાભ થાત. અથવા પૈસા આપી મ્હારા પતિ પાસેથી મ્હને વેચાતી લેવાનો તેં કેમ પ્રયાસ ના કર્યો? તું ધનાઢ્ય છે. કદાચ એમ હશે, કે શુદ્ધ સોનાનો મેરુ તું આપે તોપણ મ્હારા પતિ મ્હને વેચે નહિ, એ વાતથી તું સારી પેઠે વાકેફ હઈશ. ત્યારે જે વસ્તુ તે વેચવા ઇચ્છતા નથી તે તેમની પાસેથી કપટથી પડાવી

લેવાનો પ્રયત્ન કરનાર તું ચોર નહિ તો બીજું શું?

આ સાંભળી તૃષોદધિ મનમાં ધીરેથી બોલ્યોઃ અહો ! શાબાશ છે! ઠીક કહ્યું! હે વજ્રપ્રમાણુ પત્ની, તે તારા સંમુખ મૂકભાવે ને નીચે મ્હોંએ જ ઊભો રહેવાને લાયક છે. અને જપ જપવા ભૂલી જઈ તેણે વાર્તા સાંભળ્યા કરી.



હાથી બોલ્યોઃ હે પીપળ, તે જાણતી ન્હોતી કે આ પ્રમાણે મ્હને મ્હાત કરવામાં તે પોતે જ મ્હાત થતી હતી, કેમકે તેના વર્તનથી તે મ્હારા હૃદય પર વધારે ને વધારે પ્રભુતા પામતી હતી. તે બધો જ વખત તિરસ્કાર રૂપી અગ્નિથી તે જાણે મ્હને બાળીને ભસ્મ કરી દેતી હતી; પરંતુ અજાયબ જેવી વાત છે કે તે જ ભસ્મમાંથી એક જુદા પ્રકારનો પણ વધારે ભીષણ અગ્નિ તે ઊપજાવતી હતીઃ મ્હને કૂટ કહેનાર જનનું તન અને મન એટલું બધું અવર્ણ્ય લાવણ્યથી ઊભરાતું હતું. પછી એકાએક, પોતાની અનાથ સ્થિતિના ભાનથી જાણે નિરાશ બની ગઈ હોય તેમ, તે હસવું મૂકી દઈ રોવા મંડી પડી. બેઠાં બેઠાં શરીર આગળ પાછળ હલાવીને તે રોઈ; અત્યન્ત દયાર્દ્ર હૃદયે હું તેના ભણી જોઈ રહ્યો, તેના દુઃખનું કારણ હું છું તે જોઈ હું વિવશ બન્યો, છતાં તેને મ્હારી પોતાની કરવાનો મ્હારો

નિશ્ચય વધારે નિષ્ઠુર બન્યો. અરે ! પ્રેમની નિષ્ઠુરતા અતિ ભયંકર છેઃ વજ્રહૃદયનો થઈ તે પોતાના પ્રેમપાત્રના હૃદયને વીંધી નાંખે છે; અને પ્રેમી જનનું વર્તન પણ અતિ વિચિત્ર છેઃ જેને માટે માથું આપવાને આતુર છે તેના પ્રત્યે તે અભાવથી વર્તે છે અને તેને નિર્દયપણે દુઃખી દુઃખી કરી નાંખે છે. કેમકે તેને મ્હારા હાથમાં લઈ શાન્ત કરવા બદલ હું મ્હારૂં રાજ્ય આપી દેત; છતાં તેનો ઠપકો મ્હારા હૃદયે બિલકુલ સાંભળ્યો નહિ, અને તેનો નિશ્ચય તોડાવી તેને મ્હારે સ્વાધીન બનાવવામાં જ તે દઢ રહ્યું. અને હું તો ઊભો જ રહ્યો, અને તેના દુઃખનું વાદળ વિખરાઈ જાય ને જે સ્થિતિ ફેરવવાને હું અસમર્થ હતો તે તે પોતે જ ફેરવે તેની રાહ જોવા લાગ્યો. આખરે તેણે માથું ઊંચું કર્યું, અને કહ્યુંઃ હે રાજા, તારે કરવું હોય તે કર. શું તને દયા કે કરુણા કાંઈ એ નહિ આવે ? તારે મ્હારો પ્રેમ જોઈએ છે ? તો પછી, જે ઉમળકાથી

આપવામાં આવે તો જ મીઠો લાગે છે, તે બળાત્કારે લેવાથી તને શો લાભ થશે વારૂ ? અથવા ચેતન-રહિત મૃત શરીરને તું શું કરીશ ? શું તું શબ પર પ્રેમ કરીશ, અથવા શબ તારા પર પ્રતિપ્રેમ કરશે ? પ્રેત સાથેના આવા સમાગમને તું પ્રેમ કહીશ ? હું ખરૂં કહું છું, કે આવો પ્રેમ એક દિવસમાં પલટાઈ જશે ને પરિણામે દ્વેષ નીપજશે.

હું બોલી ઊઠયોઃ અરે ! વત્સતરી, તું મા બોલ, મા બોલ, કે તું મ્હને ચ્હાઈ શકીશ નહિ; અને તું મરવાની વાત મા કર, કેમકે તું મ્હારૂં જીવિત છે અને જાણે તું મ્હારો આત્મા જ છે. અરે, ખરૂં પૂછે તો તારા વિનાનો હું જ તદ્દન મુએલો છું. અરે ! આટલાં બધાં વર્ષો મ્હેં મરણદશામાં જ ગાળ્યાં છે; અને આ દિવાલ પર હું પ્રથમ ચડયો ને નીચે મ્હારા જીવિતસમાન તને ઊભેલી જોઈ, ત્યારથી જ હું જીવન્ત દશામાં આવ્યો છું. અફસોસ ! વત્સતરી, તું દયા કે કરુણાની વાત કરે છે, પણ પત્થર

કરતાં કઠણુ દીસતા તારા પેલા હૃદયમાં બેમાંથી એકેનો લેશ પણુ ક્યાં છે ? અથવા તું પોતે અન્ધ છે એટલે બીજા બધા પણુ અન્ધ છે એમ તું ધારે છે ? અરે, હું ખરેખર અન્ધ હોત અને તને જોઈ શકતો ન હોત તો કેવું સારૂં ! કેમકે આ તો તારાં દર્શન કરવાં એ કાલકૂટ[1] કરતાં પણ વધારે નિષ્ઠુર વિખ છેઃ કાલકૂટ પીવાય એવું હતું, પરંતુ તારૂં નીલ ઉન્માદક લાવણ્ય દૂરથી જ વિઘાતક થાય છે, રણમાં પ્રવાસીને મૃગજળ દેખાડી તેની તૃષ્ણા સતેજ કરી તેને પાન વગર પાછો જ કહાડે છે. અરે ! ખરેખર તું માયાની મૂર્તિ છે, લવણ સમુદ્ર કરતાં એ વધારે અકારી છે; કેમકે જીભ ને આંખ બંનેને તું લાવણ્યમય[2] લાગે છે. મરી પડવાની ધમકી આપી મ્હને અહીંથી કહાડી જ મૂકવો હતો,

---

૧. મહાદેવ પી ગયા હતા તે વિખ; તેનો રંગ નીલ હતો તે પરથી તેમનું નામ નીલકંઠ પડયું.

૨. લાવણ્ય=(૧) સૌન્દર્ય, (૨) ખારાશ.

તો પછી શામાટે તેં મ્હને તારી અગાધ ને અકળ આંખોથી લોભાવ્યો, અને તારી ટટળાવનારી છાતીના ધબકારા રૂપી મોજાંના ઊછાળાથી મ્હારી બુદ્ધિને ભ્રષ્ટ કરી મ્હને બેભાન કર્યો ? શું મ્હારા વિનાશને જ અર્થે વિધાતાએ તારૂં અનુપમ સૌન્દર્ય ઘડયું, અને તારા દેહના પ્રત્યેક વિભ્રમમાં સ્ત્રીત્વને સુયોગ્ય આવી મધુરી મીઠાશ મૂકી ? સ્ત્રીજાતિની સુકોમલ ને આકર્ષક મધુરતાના આદર્શરૂપ તારા જેવી સ્ત્રીને માટે મ્હારામાં મદનાનળ તેણે શામાટે પ્રગટાવ્યો ? શું ઉપહાસમાં મ્હને તેનાં સાક્ષાત દર્શન કરાવી પછી એમ કહેવા માટે, કે "તું એ વાત હવે વીસરી જા, તું અહીંથી જતો રહે, કેમકે એ તો બીજાના ઉપભોગને અર્થે છે" ? ના, ના, હું અહીંથી જવાનો નથી, મ્હારૂં કહ્યું માન કે આપણા બેનો વિયોગ કરવાને તું ફોગટ ફાંફાં મારે છે. હું તો આપણા બેની એવી સજડ ગાંઠ બાંધવાને ઇચ્છું છું, કે ઉમા-મહેશ્વરની પેઠે તું ને હું એક જ થઈ જઈએ, અને

મ્હારા અર્ધાંગ રૂપે તું મ્હારી ન્યૂનતાપૂરક હોઈ તારા હૃદયમાં મ્હારી અને મ્હારા હૃદયમાં તારી મૂર્તિ બેસાડે.

તે બોલીઃ ના, એ વાત અશક્ય છે, કેમકે વચમાં મ્હારા પતિ છે. મ્હારા હૃદયમન્દિરમાં બેસાડેલી મૂર્તિ તે છે, તું નથી.

આ સાંભળનાર તૃષોદધિ ધીરે રહીને મનમાં બોલ્યોઃ સ્વપ્નમાં એ એના ઉપર ન્હેમ આણનાર પતિને અનેક વાર ધિક્કાર છે! અને જપ જપવા વીસારે પાડી કથાશેષ સાંભળવાને તે ઉત્કંઠિત થઈ રહ્યો.



હાથી બોલ્યોઃ પીપળ, તેનું કહ્યું સાંભળી મ્હેં ચીસ પાડી. હું બોલી ઊઠયોઃ અરે ! તારો પતિ ! અરે અફસોસ ! હું તેને વીસરી જ ગયો હતો. એટલે ધીમે રહીને તે બોલીઃ પણ હું વીસરી ગઈ ન્હોતી. મ્હેં ઊંચે સાદે કહ્યુંઃ અફસોસ ! અફસોસ ! મ્હને નિરાશ કરી પાયમાલ કરનાર એ પતિને ધિક છે, ધિક છે ! કાળામેશ વાદળાની પેઠે મ્હારી પૂજ્ય શશિલેખાની અને મ્હારી આડે તે આવે છે. અરે ! તે ના હોત તો તેના શ્વેત કરામૃતરસમાં તરબોળ થઈ હું ચન્દ્રમણિની પેઠે ઝૂકયા કરતો હોત. અરે ! દૈવે એને આપણી બેની વચ્ચે કયાં નાંખ્યો ? તું તેની નજરે ચડી તે પહેલાં આપણો મેળાપ કેમ ના થયો ? હા ! વિધાતા એક પતિને ઉડાવી દે, જીવન્ત પદાર્થોની યાદીમાંથી એનું નામ છેકી નાંખે, તે હયાતીમાં જ ન્હોતો એમ તેને શૂન્યમાં મેળવી દે, વીસરાએલા સ્વપ્નના સ્મરણ કરતાં

તેને વધારે આછો કરી દે, તો તેમાં તેનું શું જાય વારૂં ? અફસોસ ! આ પતિએ અને વિધાતાએ મ્હને છેતર્યો; હું જરાક મોડો પડયો, તેથી આ મ્હારો કુયોગે મળેલો જન્મારો એળે ગયો. પણ આ પતિ એ કેવો ? બેદરકારીથી રસ્તામાં ફેંકી દીધેલા પુષ્પની પેઠે તને આમ તજીને ચાલ્યો જાય તે પતિ કહેવાય ? વળી એ પુષ્પ મ્હને જડયું નથી ? તેના ધણીની ગેરહાજરીથી તે નધણિયાતું થયું નથી ? અને મ્હેં ઊંચકી લીધું તો હું શામાટે મ્હારા માથામાં તે ન ઘાલું ? જેની હયાતીની ખાતરી નથી તે તારો ધણી શી રીતે ? અરે ! તે નિઃસંદેહ મરી ગયો છે, અને હવે તને મ્હારી કરવામાં વિઘ્નરૂપ પતિનું બહાનું તું કહાડી શકે એમ નથી. તે તત્ક્ષણ બોલી ઊઠી ! જો તે ખરેખર દેવલોક પામ્યા હોય તો મ્હારો ધર્મ છે કે મ્હારે તેમની પાછળ સતી થવું; અને એમના મરણની ચોક્કસ ખબર મ્હને મળે કે તરત જ હું તેમ કરીશ. હું બોલી ઊઠયોઃ

ના, ના, સતી થવાનો વિચાર સ્વપ્નમાં એ કર્યો તો તારી વાત તું જાણેઃ તેં શી રીતે જાણ્યું કે એ મરી જ ગયો છે? નિઃસંદેહ તે મરી ગયો નથી, પણ માત્ર કંઈક ભરાઈ ગયો છે; અને શું તું તેની પહેલાં પરલોકવાસી થવાનું ઘોર પાપ માથે વ્હોરી લેવાનો વિચાર સ્વપ્નમાં એ કરીશ ખરી? હું ખરૂં કહું છું કે તેની વાટ જોવી એ જ તારો ધર્મ છે. તેણે કહ્યુંઃ ત્યારે જો તે મરણ પામ્યા ન હોય, તો હું વિધવા નથી, પણ તેમની પત્ની છું.

આ સાંભળી મ્હારી આંખમાં આંસુ આવ્યાં, અને હું બોલી ઊઠયોઃ અરેરે! તેને જીવતો ગણું કે મરી ગએલો ગણું, બંને રીતે તે મ્હારી આડે આવે છે, અને હવે મ્હારૂં આવી બન્યું. પણ જો તે બિલકુલ પાછો જ ન આવે તો પછી? વરસનાં વરસ પાણીના રેલાની પેઠે વહી જાય અને તે તો દર્શન દે જ નહિ, તો પછી? તે દર્મિયાન, કમળ જેવું તારૂં રૂપ કરમાઈ જશે, તારા કોમળ મધુર શરીર-

ને કરચલી રૂપી અદેખા કીડા એક પછી એક ધીમે ધીમે આવી ખાઈ જશે, તારા નાજુક કાન તળેનો ભાગ ચીમળાઈ જશે, અને જાણે ઘડપણ ને મરણની પાસે આવતી છાયાના ત્રાસથી તારા કાળા કેશ ધોળા થઈ જશે. તારું સૌન્દર્ય કરમાય ને મ્હારા સુખની સરિતા મ્હારા મ્હોં આગળ થઈને વહી જાય, તે બધું શું મ્હારે રસ્તે જનારની પેઠે મૂંગે મ્હોંએ જોયાં જ કરવાનું? તેણે ધીમે સાદે કહ્યું: રાતદહાડો હું એમની વાટ જોયા કરીશ; એ ગમે ત્યારે આવશે તોપણ હું ઓચિંતો આવ્યો એમ એમને લાગશે નહિ, હું એમની રાહ જોતી જ હઈશ; પિયુ પરદેશ છે તેથી દિલગીરીમાં હઈશ, છતાં ઘેર આવતા રાજાના માનમાં ધજાપતાકાથી શણગારેલા શહેરની પેઠે હું સદા આનન્દમાં રહીશ.

સ્નેહ અને નિરાશાની વચ્ચે અદ્ધર લટકતો હું તેની સ્હામે થોડી વાર તાકી રહ્યો; કેમકે તે બોલતી હતી તે વખતે તેનું મ્હોં લાલચોળ થઈ ગયું, તેનો અધર કંપવા લાગ્યો, અને તેની અનિમેષ

આંખો મ્હને નહિ પણ દૂર તેના અદૃશ્ય પતિને જોતી હોય તેમ દેખાઈ. હું જાણતો હતો કે તે જે બોલે છે તે જ પળશે. તેથી હું હાથ ઘસવા લાગ્યો ને શોકથી રડયો. હું બોલ્યોઃ અરે! આ તો અન્યાય કહેવાય; પૂર્વનાં પાપે આ પતિરૂપી ભૂત મ્હને વળગ્યું છે અને મ્હને નચાવે છે. તે અદૃશ્ય છે, છતાં હાજરાહજૂર છે; અગરજો મ્હને લાગે છે કે આકાશમાં ઊડતા હંસના પીછા પરથી એક કાંકરો સમુદ્રની વચ્ચોવચ પડે ને તેનો પત્તો લાગે નહિ, તેમ દિક ને કાળમાં એનો પણ પત્તો નથી. અને હે પીપળ, થયું પણ હું કહું છું તેમ જ. તેનો પતિ પાછો આવ્યો જ નહિ, અદૃશ્ય થઈ ગયો, અને મ્હેં કે બીજા કોઈએ એને ફરીથી જોયો નહિ, તેમ એ ક્યાં ગયો તે જાણ્યું એ નહિ.

આ સાંભળી તૃષોદધિ મનમાં બોલ્યોઃ અહા! આ હાથીને ક્યાં ખબર છે કે અહીં બેઠું બેઠું આ બધું કોણ સાંભળે છે. અને જપ જપવા વીસરી જઈ કથાશેષ સાંભળવાને તે ઉત્કંઠિત થઈ રહ્યો.

હાથી બોલ્યોઃ પીપળ, પ્રેમભક્તિ અને અત્યન્ત નિરાશાની વચ્ચે જામેલા જંગની મૂર્તિ સમાન હું તેના સંમુખ ઊભો હતો, એટલામાં તેના ઓઠ ઊઘડયા ને તે બોલીઃ હે રુરુ રાજા, તારૂં કંઈ વળવાનું નથી. માટે કાલાવાલા કરી મ્હને ફોસલાવવાનું રહેવા દે, અને ચાલ્યો જા. તું બોલી બોલીને નકામું તારૂં ગળું દુખાડે છે. કોઈ વારંવાર ફેંકીને હવામાં પથરો અદ્ધર રાખવાનો પ્રયત્ન આદરે અને તે પથરો જેમ દર વખત અચૂક નીચે ભોંય પર પડે, તેવી તારી દશા છે; કેમકે તારા પ્રયાસને નહિ ગણકારતાં મ્હારૂં હૈયું મ્હારા પતિનું જ રટન કર્યા કરે છે.

મ્હેં કહ્યુંઃ અહા ! હવે હું સમજ્યો કે મ્હેં મદન ભગવાનનો અપરાધ કર્યો છે અને વિઘ્નરાજ ગણપતિ ગુસ્સે થયા છે. કેમકે પહેલા દૈવની મ્હારા પર મહેર નથી, અને બીજાએ તારા પતિરૂપી

વિઘ્નગિરિ આડે આવ્યો છે. દૂર રહ્યો રહ્યો પણ એ ગિરિની પતિસંસ્મરણું રૂપ કારમી છાયા પડે છે, અને હું તેની કાળાશમાં અગોપ થઈ જઈ તારા હૃદયમાં પ્રવેશ કરી શકતો નથી. તારી આંખો દેખતી થાય તો કેવું સારૂં! કેમકે કદાચ તારાં નયન દ્વારા મ્હને પ્રવેશ મળે; પણ હાય! તારા જિગરમાં પ્રવેશ કરવાનું દ્વાર બંધ છે. અથવા તારી પેઠે હું પણ દેખતો ન હોત, તો તું એ મ્હારા જિગરમાં પેસી શક્ત નહિ. અરે! તું મ્હારા હૃદયની દેવી બને અને મ્હને તારા હૃદયમાં પગ સરખો એ મૂકવા ન દે, એ તારો ન્યાય કેવો? તેણે કહ્યું: મ્હારા હૈયામાં જગા નથી; હું રંક છું, તેથી મ્હારૂં હૈડું ન્હાનું અને સાંકડું છે, તેમાં એક જ જણુ માય તેટલી જ જગા છે; પરંતુ તું તો રાજા છે, એટલે તારૂં હૈયું મ્હોટા મહેલ જેવું વિશાળ છે, અને તેમાં અગણિત મહેમાનોને સારૂં જોઈએ તેટલા ખંડ છે.

આ સાંભળી મ્હારૂં હૃદય ભરાઈ આવ્યું, અને હું બોલ્યો: અરે ! વત્સતરી, તારાં વચન ઘણાં તાતાં છે, અને મ્હારા હૃદયમાં બરછીની પેઠે સાલે છે. હવે હું સમઝ્યો, કે દરેક જણ પોતાની મેળે જ દંડાય છે, કેમકે તેનાં કર્મ કાળિયા કુતરાની પેઠે તેનો કેડો મૂકતાં નથી અને તેને છટકવા દેતાં નથી. અરે ! તું ખરૂં કહે છે, મ્હેં મારા હૃદયને એક વિલાસભવન બનાવ્યું અને તેમાં સારા નરસા સૌ મહેમાનોને વધામણાં દીધાં; પણ હવે હું સોગન ખાઈને કહું છું, કે શુદ્ધ સરિતાનાં જેવાં તારાં દર્શન થયાં ત્યારથી તે નિર્મળ બની રહ્યું છે, અને તેમાંથી બધું જ જતું રહી તારૂં પ્રતિબિમ્બ માત્ર રહ્યું છે. પછી તેણે પૂછ્યું: હે રાજા, બજારમાં લોકો વાત કરે છે કે તારી રાણીની કુચાલને લીધે સોનાની લાકડીની પેઠે તું સીધાનો વાંકો થઈ ગયો છે, એ વાત ખરી ? મ્હેં આતુરતાથી જવાબ દીધો: હા, તેણે જ મ્હને, તું કહે છે તેમ, વાંકો કરી દીધો

અને અનીતિના અરણ્યમાં દોર્યો. તે તત્ક્ષણ શાંતિથી બોલીઃ શું! તને શરમ નથી આવતી? તું પોતે જ શું કરવા બેઠો છે? તારા દુઃખની કારણભૂત ઠરાવી તું જ તારી રાણીનો વાંક કહાડે છે, અને મ્હને તારી રાણી જેવી જ બનાવવાનો પ્રયાસ તેં આદર્યો નથી? તારો ન્યાય તું જ કર. હું તારી પ્રાર્થના સ્વીકારૂં, તો, તારા જ કહેવા પ્રમાણે, તારે મ્હને તરણા જેવી હલકી ગણવી જોઈએ, મ્હારી જાતને, મ્હારા પતિને, અને આખી સ્ત્રીજાતિને કલંક રૂપ ગણવી જોઈએ. પોતાના નાથનો દ્રોહ કરનાર સ્ત્રીને જોતાં ત્રિલોકી કંપી ઊઠે છે. માટે તું અહીંથી સત્વર ચાલ્યો જા, અને મ્હારૂં મ્હોં જ તેં કદી જોયું નથી એમ સમજ.

આ સાંભળતાં તૃષોદધિ હરખભેર મનમાં બોલી ઊઠયોઃ અહા! શાબાશ છે, પત્ની, તારી દલીલને. એની પોતાની જ તરવારે જાણે તેં એનું ડોકું ઊડાડ્યું છે. અને જપની વાત બિલકુલ વીસરી જઈ કથાશેષ સાંભળવાને તે ઉત્કંઠિત થઈ રહ્યો.

હાથી બોલ્યો: પીપળ, તેનાં અનુત્તર વચનો-
થી હું એટલો બધો દબાઈ ગયો કે તેનાં શાંત
નયનો તરફ જોતાં હું લગભગ ધ્રૂજી ઊઠયો, અને
મ્હને અર્ધું એમ પણ લાગ્યું કે તે મ્હને જોઈ
શકતી હતી. છતાં જેમ જેમ હું પ્રત્યુત્તર દેવા
અશક્ત બનતો ગયો, તેમ તેમ તેના પ્રત્યેનો મ્હારો
પ્રેમભાવ વધતો ગયો, અને તેનું કહ્યું માની ત્યાંથી
તેને છોડી ચાલ્યા જવાની મ્હારી અનિચ્છા વધારે
ને વધારે બળવાન થતી ગઈ. તેનું લાવણ્ય અતિ
મોહક હતું જ, તેમાં તેના સદાચારે ઊમેરો કર્યો,
તેથી તે પહેલાંના કરતાં સોગણી વધારે આકર્ષક
બની રહી. હે પીપળ, પ્રેમનો આ શો ભેદ હશે,
અને તે કોણ કથી શકતું હશે? હું તેને સમ-
જવવાનો પ્રયત્ન કરતો હોતો? અને છતાં, તેણે હા
કહી હોત, તો મ્હને ખરેખર અત્યન્ત દુઃખ થાત;

તેણે ના કહી તેથી જ હું બહુ ખુશ થયો, અને મ્હારા પર વ્હાલ લાવવાને હું તેને મનાવી શકયો નહિ તેમ તેમ મ્હને તેના પર અધિક અધિક વ્હાલ આવતું ગયું. નિરાશાને જાણે તુચ્છકારીને હું બોલ્યો: હે અનુપમ સુન્દરી, હું ગમે તેવો હતો તે વાત હવે જવા દે, કેમકે તેં જ મ્હને એક પલકમાં બિલકુલ ફેરવી નાંખ્યો છે. બજારમાં લોક ભલે ગમે તે બોલે; તેથી શું ? તારી તુલનામાં આખું જગત મ્હારે મન એક તરણા સમાન છે. તું સમજ કે હવે હું તારા વગર જીવી શકીશ નહિ; હું તને જગતથી દૂર લઈ જઈશ, અને તારા પતિ જેવા હજાર પતિઓ કરતાં પણ હું તારી વિશેષ સેવા કરીશ. તેણે તો તારી ઉપેક્ષા કરી, અને પોતાના મોતીની કિંમત ન સમઝી તને એકલી જ મૂકી દીધી. પણ આપણે તો 'જીવ એક ને ખોળિયાં જુદાં' એમ થઈશું; લે, તું અન્ધ છે, પણ હું તને આંખરૂપ થઈશ, અને મ્હારે લીધે તું તારો અન્ધાપો તદન વીસરી જઈશ.

પેલો હાર તારે માટે ઘાસ પર પડેલો મ્હેં જેમ રહેવા દીધો છે તેમ મ્હારૂં આખું રાજ્ય રહેવા દઈ,જગતથી વિમુખ બની હું તને, તું કહીશ તો, દુનિયાથી ઘણે દૂર લઈ જઈશ, અને તેના બદલામાં તારી પાસે તારી જાત સિવાય બીજું કંઈ માગીશ નહિ. અહીં તારી શી વ્હલે થશે તે તું જાણતી નથી? મૃત કે નષ્ટ પતિથી વિખૂટી તું અહીં કેમ રહી શકીશ? તું દુનિયાના તિરસ્કારને, ઉપહાસને, ને કનડગતને પાત્ર ગણાઈશ, રે ધિક્કારના બાણોનું લક્ષ્ય બનીશ![1] તે વારે, શાન્ત વનની તળાવડીને કે રાજાના મુગટને સુયોગ્ય એક મધુર નીલ કમળ શહેરના રસ્તાના કીચડમાં લોકના પગ તળે છુંદાઈ જાય તેવી સ્થિતિ તારી નહિ થાય? પણ, હે કમળ, તું મ્હારી સાથે આવે તો તને વન ને રાજ્ય બંને એકી વખતે મળે. કેમકે હું રાજા છું, અને આ

૧. હિન્દુ વિધવાની સ્થિતિ ત્રાસદાયક છેઃ તેનું દુઃખ એ તેનું પાપ મનાય છે, અને તેનું જીવન ધીમે ધીમે બળે કાળે મરણને શરણ થાય છે.

આપણી સમીપે વન આવેલું છે. તે વન દક્ષિણ તરફ સમુદ્રની પેઠે પથરાએલું છે, અને તેની પેલી મેર કોઈએ શિકારી કદી ગયો નથી. તે વનમાં ઘણે દૂર, અગણિત રૂપેરી હંસો ભક્ષણ કરે એવા દાંડાવાળાં સોનેરી કમળની તળાવડીથી ભરપૂર બગીચા રૂપી લીલમની મધ્યે જડેલા મુક્તાફળ જેવો શોભીતો એક સંગેમરમરનો મહેલ હું તને કરાવી આપીશ. તે મહેલ જોઈ, અલકાપુરી 'નાંખું ઓવારી ' એમ તને થયા વગર રહેશે નહિ. ત્યાં દિવસે તને રસ્તો દેખાડું તેમ રખડજે; અથવા નિર્મળ હોઝમાંથી જળધોધ વડે ઊડતા છાંટાથી ઠંડીગાર થએલી આરસની શિલાઓ પર સૂતી સૂતી, છેક મલયાચલના ચન્દનની સુગન્ધવાળા પવનની લહેર ખાતી ખાતી સ્વપ્નાવસ્થાનું સુખ માણજે. જળધોધના સંગીતશ્રવણથી તને ઊંઘ આવી જશે, પણ મધરાતે તું જાગીશ ત્યારે દૂર વનમાં ભમતાં રાની પશુઓની રાડ સાંભળી તું મ્હારી સાથે મહેલની અગાશી પર ફરતી ફરતી ધ્રૂજી ઊઠીશ; અને આખરે, જમીન પર પડતી પોતાની

દીર્ઘ છાયાના શાન્ત નૃત્તની પેઠે ચાંદનીમાં આમ તેમ ધીરે ધીરે હાલતા અને અમી ઝરતા ચન્દ્રકાન્તના ધીરા ઘેરા અવાજથી ઊંઘમાં આવીને તું મ્હારા ભુજયુગલમાં ઘેરાઈ પડીશ. અને બજારમાં લોક શું કહેશે તેની તને કે મ્હને શી પડી છે ? આપણે ચંદ્રમાં વસતા સિદ્ધલોકની પેઠે સાથે રહીશું, ત્યારે કોઈ પૂર્વજન્મના સ્વપ્નમાં સાંભળેલા દૂર સાગરના અવાજના સ્મરણશેષ જેવો આ ક્ષુદ્રક ભૂલોકનાં નગરના નવરા લોકનો બકવાદ આપણને લાગશે. આ બધો જ સમય હું તારો સેવક થઈશ. તારી આંખરૂપ થઈશ; તારી આસપાસના જગતનાં ચિત્રો મ્હારા કંઠ વડે તારા આગળ હું ચીતરીશ અને તને સઘળું સમઝાવીશ; તેથી છેવટે, મ્હારા કંઠની વાણી સાંભળી સાંભળીને તું તારો અંધાપો પણ વીસરી જઈશ. તારા પતિ વિષેનું તારૂં સ્મરણ હું તદન ભૂસી નાંખીશ, કેમકે તને અહીં એકલી દુઃખી અવસ્થામાં મૂકી ચાલ્યો જનાર તે તારો નામનો જ પતિ છે;

અને તેને બદલે હું તારો પતિ થઈશ, તારૂં અર્ધાંગ અને તારો સહાય થઈશ, તને ઠારનાર અને તારો પ્રીતમ થઈશ, અને તારાં નયન ને તારૂં દ્વિતીય હૃદય થઈશ.

આ સાંભળતાં તૃષોદધિ ચિન્તાથી મનમાં બોલ્યોઃ અરે ! આ જૂઠો રાજા ઘણો લુચ્ચો છે, અને નિઃસંદેહ ઘણી સ્ત્રીઓ એની મીઠી જીભથી ફસાઈ ગઈ હશે. અને જપ જપવા ભૂલી જઈ કથાશેષ સાંભળવા તે ઉત્સુક બની રહ્યો.



હાથી બોલ્યોઃ પીપળ, એમ બોલી હું એક ડગલું આગળ ગયો, અને મ્હેં ધીરે રહીને તેનો હાથ ઝાલ્યો. એટલે મ્હારો સ્પર્શ થતાંની સાથે જ તે ચમકી, અને બળતી હોળીમાં અચાનક પોતાનો હાથ મૂકનારની પેઠે તે ચીસ પાડી પાછી ધપી. હું તેને નિહાળતો ઊભો રહ્યો; તે ક્ષણવાર ન્હાસી જવાની, ડસકાં ભરવાની, કે જમીન પર પડી જવાની તૈયારી-માં દેખાઈ; કેમકે તેના નાજુક પગ પર તે ડોલતી હતી, અને એકાએક વાતા પવનથી કોઈ ઝાડનાં પાંદડાં હાલી ઊઠે તેમ તેનું આખું શરીર કંપવા લાગ્યું. તેનું ઉન્નત વક્ષઃસ્થળ કેવળ બ્હીકનું માર્યું ચોળીમાંથી બહાર કૂદી પડવાને મથતું હોય તેમ ઉગ્ર ક્ષોભના આવેશમાં આવી ગયું. પછી એક ક્ષણમાં એકાએક તેણે રૂપ પલટ્યું, અને દેવાલયની ભીંત પર કોતરેલી પત્થરની મૂર્તિની પેઠે તે નિશ્ચેષ્ટ

બની ગઈ. તેનાથી શ્વાસ લેવાતો ન હોય તેમ માત્ર તેની છાતી સમુદ્રની પેઠે ઊંચી નીચી થયા કરતી હતી. પછી થોડી વારે ઘણે ધીમેથી તે બોલી: મ્હારો અન્ધાપો મ્હને બહુ નડે છે, કેમકે મ્હારાથી શત્રુ આવતો દેખાતો નથી, તેમ જ તે આવી પહોંચે ત્યારે હું ન્હાસી શકતી નથી. હવે મ્હને પૂર્વજન્મના પાપનું ભયંકર પરિણામ બરોબર સમજાય છે, કેમકે હું હવે નિરાધાર છું, અને ઘોર અન્ધકારમાં ચાલી પ્રત્યેક પગલે પોતાના હૃદયમાં તરવારની અણી ભોંકાવાનું જોખમ ખેડનારના જેવી મ્હારી દશા છે. તેમ છતાંય, જે અન્ધતાથી હું તારા પંજામાં સપડાઈ છું, તે જ અન્ધતા તને નિષ્ફળ બનાવવાને સબળ છે; કેમકે એક અભેદ્ય કિલ્લાની પેઠે તે મ્હારૂં રક્ષણ કરે છે અને તું તે કિલ્લાની આસપાસ ફોગટ ફેરા મારે છે. વિધાતાએ અન્ધજનને પણ યોગ્ય શરણ આપ્યું જ છે, બાહ્ય આંખોની ખોટ પૂરી પાડવાને તેણે તેમને આન્તર આંખો બક્ષી છે; બીજા લોક જે

બાહ્ય જગત જોઈ શકે છે તે અશક્તિને લીધે ન જોઈ શકવાથી, આ આન્તર આંખો સ્મરણ અને ધ્યાન, ધીરજ અને લાગણી, એકનિષ્ઠા અને આશા રૂપી આન્તર સૃષ્ટિ તરફ નજર ફેરવે છે. જે દૃશ્ય જગત મ્હને અદૃશ્ય છે તેમાંથી મ્હારા કાને અથડાતાં, મ્હને લલચાવનારાં, અને અગ્નિના વરસાદથી મ્હારા દૃઢ આગ્રહને ઓગાળી દેવા મથતાં તારાં વચન હું સાંભળું છું, ત્યારે હું મ્હારા આત્મામાં અન્તર્દૃષ્ટિ કરૂં છું તો મ્હને દૂર અન્ધકારમાં મ્હારા પતિરૂપી એક તારો દેખાય છે; ત્યાંથી આધાર ને આશ્વાસનનું એક કિરણ મ્હારા ભણી આવે છે અને મ્હને નિરાશાના સમુદ્રનાં મોજાંમાં ડૂબતી બચાવે છે. અને હું તને હવે ખરૂં કહું છું કે તારાં સઘળાં મધ જેવાં મીઠાં વચન નમાલાં છે, અને મ્હારા પતિના સ્મરણ રૂપી ખડકને અઢીંગી હું ઊભી છું તે ખડક પર આણુની પેઠે અથડાઈ ભાંગી જઈ તે પાછાં પડે છે; ખાલી તોફાન મચાવી મ્હારા

માથા પર હિમના કરાની પેઠે તે પડે છે અને તારી સ્હામે થવાના મારા આગ્રહને મોળો પાડવાને બદલે વધારે તીખો કરે છે. જોકે હું જાણુતી નથી કે એ ક્યાં છે અને પાછા આવશે કે નહિ, છતાં એ જ્યારે આવશે ત્યારે જાણુશે કે એમની આબરૂને બટ્ટો લાગ્યો નથી; મ્હારા આત્માના મન્દિરમાં એમણે પ્રગટેલો દીવો હું અખંડ સાચવી રાખીશ, તારા જેવાના મુખથી વાતા ખુશામદ ને લાલચના વા તે દીવાની સ્થિર જ્યોતને કદી હોલવી શકશે નહિ, કે સ્વપ્નામાં એ ક્ષણુભર તેને ચંચલ કરી શકશે નહિ. દ્રૌપદી, દમયન્તી, સીતા, ને સાવિત્રીની પેઠે હું મ્હારા પતિને આ જન્મમાં નહિ તો આવતા જન્મમાં મળીશ, અને તે પણુ એવી રીતે કે મ્હારે કે એમને નીચું મ્હોં ના કરવું પડે. હું સારી પેઠે સમજું છું કે મ્હારા દેહને તું ધારે તે કરી શકે એમ છે, તું પંડે આવીને અથવા બીજાઓને મોકલીને મ્હને બળાત્કારે ઊંચકી જઈ શકે એમ છે–અને હું ધારૂં

છું કે એમ જ થશે-છતાં તેથી પણ તારૂં કાંઈ વળવાનું નથી. કેમકે જે દેહને તું ચૂંથીશ તે દેહ, મ્હેં તને કહ્યું તેમ, મૃત દેહ હશે; તેનો આત્મા ક્યાંય ગયો હશે. મ્હારા પતિએ જાણે મ્હારા દેહ રૂપી થાપણુ સાચવી રાખવાને મ્હને સોંપી છે, તેથી તેનો ત્યાગ ન કરવો એ મ્હારો ધર્મ છે, છતાં બ્હીકણુ થઈ હું તેને તારાથી સંતાડવાનો પ્રયત્ન કરીશ નહિ. તારે ચોરી જવી હોય તો તે આ રહી. જે વસ્તુ તારો પ્રતિબન્ધ કરી શકે એમ નથી, તે તારી ખુશી હોય તો તું ભલે લઈ જા. પણુ તારી આબરૂના તો કાંકરા જ થઈ જશે; તું જેને ચાહીશ તે તને ચહાનાર નથી, તું જેને ભેટીશ તે તને ભેટનાર નથી, તું નિરન્તર બહારનો બહાર જ રહી હૃદયનો આન્તર ભંડાર કદી પામીશ નહિ. એક ચોર વજ્રની પેટી ચોરી જાય, તેની કુંચી નહિ મળવાથી તોડી નાંખવાના નિષ્ફળ પ્રયત્નો કરે, ને આખરે પોતાના પાપ સિવાય કશું જ પામે નહિ,

તેવી તારી સ્થિતિ થનાર છે. અરે ! તું ભલે સવાદ ચાખી જો, તારી ખાતરી થશે કે અનાથ પણ સ્મરણરૂપી શસ્ત્રવાળું સ્રીતું હૈયું રાજાની સર્વ સત્તા કરતાં વધારે સમર્થ છે. અરે ! તારી ખુશી પડે તો સમુદ્રને, વાયુને, અને અન્ધકારને તારી મદદે લેતો આવજે, પણ તને ખબર પડશે કે સ્મરણતૈલથી બળતી રહેલી પેલી ન્હાની અગ્નિની જ્યોત તે બધાંની મદદથી પણ હોલવાશે નહિ.

આ સાંભળી તૃષોદધિ ધીરે રહીને મનમાં બોલ્યો: હા ! ગુણિયલ પત્ની, હા ! વત્સતરી, આ લુચ્ચા રાજાને તેં પૂરેપૂરો સૂનકાર બનાવી દીધો છે. અને જપની વાત બિલકુલ વીસરી જઈ કથાશેષ સાંભળવાને તે દાઝતે દિલે તત્પર થઈ રહ્યો.



હાથી બોલ્યોઃ હા ! પીપળ, તે બોલી રહી તે વખતે હું ભ્રમિત થઈ દિવાલ પર ટાંગેલા ચિત્ર પેઠે સ્તબ્ધ ઊભો હતો, અને તેના સિવાયની દરેક વસ્તુનું ભાન ભૂલી જઈ આશ્ચર્ય ને ભક્તિભાવથી ઊભરાતા હૃદયે તેના સ્હામે ટકટક જોઈ રહ્યો હતો. તેની વાગ્ધારા ચાલતી હતી ત્યારે તેનો આત્મા વિશાળ થતો જણાતો હતો; તેના આત્મા રૂપી ફુવારામાંથી ફૂટતા ઊકળતા અગ્નિના પ્રવાહ, પેઠે તેના શબ્દોની ધાર ચાલવા લાગી, અને મ્હારો જીવ અગ્નિના ભડકામાં ચીમળાઈ ગએલી વસ્તુની પેઠે તેની સંમુખ ઊભો ઊભો સંકોચ પામી ન્હાનો થઈ ગયો. તેનાં અદ્‌ભુત શાન્ત નયનમાં તેજ મારવા લાગ્યું તે જોઈ હું તો કંપી ઊઠ્યો, અને ગૌરીસ્વરૂપે તે મ્હારા જેવા રાક્ષસનો વિનાશ કરવાને લગભગ તૈયાર થઈ ગઈ હોય એમ મ્હને જણાયું.

મ્હને થયું કે અત્યન્ત હર્ષથી તેને સાષ્ટાંગ પ્રણામ કરી હું તેનું પૂજન કરૂં, પણ મ્હને એટલી તો લાજ આવતી હતી કે હું જરા પણ ચસી શકયો નહિ. જાણે અચેતન હોઉં તેમ તે જ સ્થિતિમાં હું થોડી વાર ઊભો રહ્યો; પછી ઘણી ચૂપકીથી હું ખસી ગયો, અને દિવાલ ઓળંગી ચોરની પેઠે વ્હીલે મ્હોંએ છાનોમાનો મ્હારા મહેલમાં ચાલ્યો ગયો. ત્યાં પલંગમાં પડી મૂંગે મ્હોંએ સૂઈ રહ્યો, અને વખત વીતતો હતો તેનું મ્હને ભાન રહ્યું નહિ. સૂતાં સૂતાં હું જાણે અન્ધારામાં ટગર ટગર જોઈ રહ્યો, તો હેજી પણ મ્હારા સંમુખ ઊભેલી અને મ્હારા તરફ એકી ટશે જોઈ રહેલી વત્સતરીની મૂર્તિ સિવાય બીજું કંઈ નજરે પડયું નહિ. તેની આંખ આગળથી ખસી જવાના મ્હેં ઘણા ય પ્રયત્ન કર્યા, પણ વ્યર્થ.

અને એકાએક મધરાતે હું ચમકી ઊઠયો, અને મ્હેં બૂમ પાડીઃ વત્સતરી! વત્સતરી! અને અર્થ-

હીન શબ્દો હું બોલવા લાગ્યો. તેને માટે અને તેના લાવણ્યને માટે મ્હને અતિ તીવ્ર અભિલાષ થઈ આવ્યો, અને તે સાથે તેના પતિનો તિરસ્કાર ને મ્હારી પોતાની જાતનો કંટાળો પણ આવ્યો. હું બોલી ઊઠ્યોઃ હહા ! આ પતિ ના હોત, તો મ્હને મ્હારા જન્મનું ફળ મળત; પણ તે તો હવે સ્વપ્નની પેઠે ઊડી ગયું છે.

બન્યું એવું કે મ્હારા શબ્દો મ્હારા વિટે સાંભળી લીધા, કેમકે ઘણુંખરૂં તે મ્હારાથી દૂર રહેતો ન્હોતો, અને મ્હારી પાસે રહી તેની એકની એક આંખે ઘુબડની પેઠે મ્હને જોયા કરતો હતો; તેના ગોઠિયા જોડે દારૂ પીને લડવામાં તેણે બીજી આંખ ખોઈ હતી. અને એકાએક તે બોલી ઊઠ્યોઃ મહારાજ, નિઃસંદેહ કોઈ પ્રેમપ્રસંગને લીધે તમારો જીવ કચવાય છે; અને તમે જાણો છો કે દુઃખમાં ભાગિયો થનાર મિત્ર હોય તો અડધ ઉપર દુઃખ ઓછું થઈ જાય છે. વળી કદાચ હું તમને મદદ

પણ કરી શકું, કેમકે એવી દરેક બાબતમાં ત્રીજા માણસની અક્કલ વધારે પહોંચે છે. તેથી દુઃખને લીધે મ્હારાથી ન રહેવાયું, માટે મ્હેં એને બધી વાત કહી. અને હું કહી રહ્યો ત્યારે વિટ બોલ્યોઃ મહારાજ, આ વાત તમે પેટમાં જ રાખી હોત તો તમે ડહાપણનું કામ કર્યું કહેવાત નહિ, એ હું તમને સાબિત કરી દઈશ. તમે સમજો છો કે આ બાબતમાં આડખીલ રૂપે વિઘ્નકર્ત્તા તે પતિ છે. મ્હેં કહ્યુંઃ ખરેખર, બેશક એમ જ છે; અને એ વિઘ્ન તદન અનિવાર્ય છે. એટલે વિટ બોલ્યોઃ મહારાજ, તમે છેક ભૂલ્યો છો. આ બાબતમાં તે પતિ બિલકુલ વિઘ્નકર્ત્તા નથી. કેમકે તે તો જાણે જાણી જોઈને તમારો માર્ગ સરળ કરી તમને સુખી કરવાને વચમાંથી ખસી ગયો છે. પણ ખરૂં વિઘ્ન તો, તે બાઈએ કહ્યું તેમ જ, તેનું સ્મરણ જ છે. જો તે તેને વીસરી જાય, તો તમને નડતર રૂપે તેની પાસે કશું રહેશે નહિ. હું બોલી ઊઠયોઃ હા, ખરેખર,

પણ તે તેને વીસરી જાય તો. પછી તે કપટી વિટ બોલ્યોઃ મ્હેં ન્હોતું કહ્યું કે હું તમને મદદ કરી શકીશ ? આ બાબત મ્હને તો સ્હેલીસટ જેવી લાગે છે. કેમકે મ્હારે એક મિત્ર છે, અને તે આયુર્વેદપારંગત હોઈ શબને જીવતું કરવા જેટલું કૌશલ ધરાવે છે. હું તેની સલાહ લઈશ; અને ખપ જેટલી જ વાત તેને કરી સ્મરણ ભૂસી નાંખે એવી ઓષધિ તેની પાસેથી લાવીશ; એના જેવા ઓષધિ-પતિને ઓષધિ વડે સ્મરણનો સંહાર કરવો તેના કરતાં બીજું સ્હેલું કામ શું હોઈ શકે ? જો કોઈ પણ પ્રકારે તેના પતિનું સ્મરણ તે તદ્દન વીસરી જાય અને બીજી બધી રીતે તેવી ને તેવી જ રહે એમ થઈ શકે, તો તમારો બેડો પાર સમજવો. પછી તેના પતિમૂર્તિરહિત હૃદયમાં પેસીને ત્યાં તમારી મૂર્તિ સ્થાપવી એ ઘણું સ્હેલું કામ છે.

અને તે જ ક્ષણે મ્હેં એક ચીસ પાડી, અને હર્ષના આવેશમાં મ્હારા વિટને ગળે બાઝી પડી બોલી ઊઠયોઃ અરે, શાણામાં શાણા વિટ, તેં કહ્યું

તેવું તું કરી બતાવે તો મ્હારા વજન જેટલું સોનું તને ઇનામમાં આપું. તારા વૈદની પેઠે તેં જાણે મ્હને મુએલો જીવતો કર્યો છે. ચાલ, હવે આપણે વગર વિલંબે કામ આદરીએ. બ્હાર્યું વાતાં સુધી મ્હને ક્ષોભને લીધે ધીરજ રહી નહિ. મળરકે વ્હેલો ઊઠી વિટ વૈદને ત્યાં જઈ આવ્યો, અને હાથમાં એક ન્હાનો પ્યાલો લાવ્યો. તે બોલ્યોઃ મહારાજ, આ પ્યાલામાં સર્વ સ્મરણનો ઉપાય છે. તેણે મ્હને એ આપતાં કહ્યુંઃ જે આ ઓસડ પીશે તે ઘારણમાં પડશે, અને જાગશે ત્યારે તેના જીવનના પૂર્વવૃત્તનું લેશ પણ સ્મરણ તેને રહેશે નહિ. માટે હવે આ ઓસડ પાવું એટલું જ બાકી રહ્યું છે. અને તે અહીં આવે તો જ પાઈ શકાય. અને તમે કહો તો હું થોડાં માણસ લઈ જાઉં અને તેને લાવી તમને જાતે જ સોંપું. તમારી સુન્દરી ખુશીથી આવશે નહિ તો કંઈ ફિકર નહિ. જરા બળાત્કારથી કંઈ બગડી જવાનું નથી, કેમકે તે જાગશે ત્યારે બધું જ ભૂલી જશે.

આટલું બોલી તે મ્હારા સ્હામું જાણે કટાક્ષમાં તાકી રહ્યો, અને તેની આંખ જોઈ મ્હને કંપારી આવી, કેમકે તેમાં મ્હને આવો ધ્વનિ લાગ્યો:- આપણા બેનો ભાગ. અતિશય તિરસ્કારથી મ્હેં તેના ભણી જોયું અને મનમાં કહ્યું: અરે ! આ વિટ મ્હારો ભાગીદાર બને, અને તેના કમળ જેવા અંગને સ્વપ્નમાં એ આના સ્પર્શથી હું ભ્રષ્ટ થવા દઉં ? હું તેના ભણી કૂદ્યો, અને તેને ભોંય ભેગો કરી ક્રોધથી બોલ્યો: હે કુતરા, તારી ગુંજાસ શી? એને અડકવાનું પણ તારા જેવાના નસીબમાં ક્યાંથી હોય, અથવા તારા જેવા રાક્ષસના હાથે તેને કેમ અપવિત્ર થવા દેવાય ?

આ સાંભળી તૃષોદધિ ગુસ્સે થઈ મનમાં બોલ્યો: અરે ! બીજાને રાક્ષસ કહેનાર તું પોતે કોણ છે ? તારા દુષ્ટ વિટના સ્પર્શમાં જે અપવિત્રતા હતી તેનાથી બમણી તારા પોતાના સ્પર્શમાં ન્હોતી ? અને જાય જપવા તદન ભૂલી જઈ કથાનો અંત સાંભળવાને તે ચિન્તાગ્રસ્ત બની રહ્યો.

હાથી બોલ્યોઃ પીપળ, વિટ ઊઠયો એટલે મ્હેં તેને ગુસ્સામાં કહ્યુંઃ તેને તેડી લાવવાને હું એકલો જ જઈશ અને મ્હારા વગર કોઈની આંગળીનો એ સ્પર્શ એને થશે નહિ. તું તો પાછળ રહેજે અને હું આવું ત્યાં સુધી તારો પ્યાલો લઈને મ્હારી રાહ જોયા કરજે. વિટ બોલ્યોઃ જેવી મહારાજની મરજી. અને એક દાસની પેઠે તેણે મ્હને પ્રણામ કર્યા, અને હું તૈયારી કરતો હતો તે તેણે શાંતિથી જોયા કીધું. મ્હેં તેનો બિલકુલ વિચાર કર્યો નહિ, અને તેને જે જે નુકસાન કર્યા હતાં તે બધાં હું તદ્દન વીસરી ગયો. હું તો વીસરી ગયો, પણ તે વીસર્યો ન્હોતો. હા ! રાજાઓ અને પ્રેમી જનોની અન્ધતા કેવી અદ્ભુત છે ! તેઓ વેર લેવાની તક શોધતા પોતાના ક્રોધાયમાન શત્રુઓના ખોળામાં કામાતુર દશામાં દેખતી આંખે પોતાનું માથું મૂકે છે.

પછી, હે પીપળ, સાંઝે હું ઘોડેસવાર થયો, અને મ્હાર વિશ્વાસુ નોકરોની મંડળી સાથે એક ડોળી લઈને છૂપી રીતે તે બાગમાં ગયો. રસ્તામાં બહુ ધીમે ધીમે મ્હેં ઘોડો ચલાવ્યો, કેમકે બળાત્કાર કરવા હું નાખુશ હતો તેથી તેને પોતાની રાજીખુશીથી શી રીતે લાવવી તેનો વિચાર મ્હારા મનમાં ઘોળાયા કરતો હતો. અચકાતાં અચકાતાં હું વિચારવા લાગ્યોઃ પણ તે ખુશીથી ના આવે–અને મ્હને ઘણો ભય રહે છે કે તે ખુશીથી નહિ જ આવે–તો પછી શું કરવું? જબરદસ્તી કરવી કે નહિ? બિટનું કહેવું શું ખોટું હતું? જરા બળાત્કાર કરવો પડે તોપણ શું થઈ ગયું? કેમકે તે જાગશે એટલે બધું જ વીસરી જશે. વળી, મ્હારો તે સાદ જ ઓળખે છે, અને તે અન્ધ છે એટલે તેને કોણે પકડી તે તે શું જાણવાની છે? આમ છતાં, તેને બળાત્કારે પકડી જવી એ વિચાર મ્હારે ગળે ઊતર્યો નહિ, તેથી હું કોઈ બીજો રસ્તો શોધવા લાગ્યો,

અને મનમાં બોલ્યોઃ તે પોતાની મેળે મ્હારી સાથે આવે એવું કંઈક જડે તો કેવું સારૂં !

એટલામાં એકાએક મ્હેં ઘોડો અચકાવ્યો, અને હું બોલી ઊઠયોઃ હા ! જડયું ! અચીત હવે તે આવશે; અને આપણો બેડો પાર.

મ્હેં એકદમ ઘોડો મારી મૂકયો, અને મ્હારી મંડળી સહિત હું બાગ આગળ જલદી પહોંચ્યો; મંડળીને નીચે રાહ જોવાનું કહી હું એકલો દિવાલ પર ચડયો, અને જોયું તો પ્રથમની પેઠે જ કાન દઈ જાણે મ્હારા સ્હામું ઊંચું જોતી હોય તેમ તેને ઊભેલી દીઠી !

પછી આશ્ચર્યની વાત એ થઈ, કે મ્હેં તેને જોઈ તે જ ક્ષણે હું સ્તબ્ધ બની ગયો, અને દિવાલ પર રહ્યા રહ્યા તેના સ્હામે જોઈ રહ્યો તે વખતે મ્હારી ભક્તિના આનન્દમાં એવી શોકની છાયા પ્રસરી ગઈ કે મ્હારી આંખમાં આંસુ આવી ગયાં. મ્હેં વિચાર કર્યોઃ લાવ, થોડી વાર એના સ્હામું

બરાબર જોઈ લઉં; કારણ કે દિવાલ પરથી એને
જોવાનો આ છેલ્લો જ પ્રસંગ છે. હા ! પીપળ,
મ્હારા સ્વપ્નમાં એ ન્હોતું કે દિવાલ પરથી કે
દુનિયાના બીજા કોઈ પ્રદેશમાંથી એને ઊભેલી
જોવાનો આ છેલ્લો જ વારો હતો. મ્હારા આવવા-
ના ઘણસારાથી ચમકીને તે દિવાલ સંમુખ ફરી
હતી, તેથી તેનો સાળુ તેની ઘુંટીની આસપાસ
વેલની પેઠે જાણે સ્નેહથી ફરી વળ્યો હતો, અને
જાણે તેના પગ ખસે નહિ ને જમીન પર ચોંટેલા
જ રહે એવા ઇરાદાથી તેમની આજુબાજુ સજડ
વીંટળાઈ ગયો હતો. તે સમયે જમીનરૂપી બાજટ-
માંથી તેના મનોહર ઊંચાનીચા દેહરૂપી મૂર્તિ
હવામાં પ્રગટ થતી જણાતી હતી, અને સ્હેજસાજ
પવનથી નાળ પર ધીરે ધીરે હાલતા મ્હોટા પૂર્ણ-
વિકસિત સ્ત્રીદેહધારી પુષ્પના જેવી તેની શોભા થઈ
રહી હતી. અને અચેતન ઘેરા રંગવાળી તેની શાન્ત
નિર્ભય આંખો ઉપર મ્હારી નજર પડી કે મ્હને ફરીથી

કંપારી આવી. તે આંખો જાણે મ્હેને કહેતી હતી: બાયલા, બીજાની તળાવડીમાં ઊગતા મ્હારા જેવા સુન્દર કમળને સ્પર્શ કરવાની અવિવેકભરી હિંમત તારામાં પાછી આવી કે ?

પછી એકદમ મ્હેં બાગમાં ભૂસ્કો માર્યો, અને ઊતાવળે તેના ભણી જઈને બોલ્યો: વત્સતરી, તારો પતિ પાછો આવ્યો છે, મ્હેં તેને શોધી કહાડયો છે, અને તે અત્યારે મ્હારા મહેલમાં છે. તેને જીવાડવો એ મ્હારા ને તારા હાથની વાત છે. તને તેની પાસે તેડી જવાને હું કેટલાંક માણસ લઈને પોતે અહીં આવ્યો છું; અને તારી રૂબરૂ તેની સાથે સોદો કરી, તે માગશે તે કિંમત આપી, હું તને વેચાતી લઈશ. તું ન્હોતી કહેતી, કે જે વસ્તુ ખરીદી શકાતી નથી તે ચોરી જવાનો પ્રયત્ન કરનાર હું એક ચોર સમાન છું ? હવે આપણે જોવાનું છે કે તે તને વેચશે કે નહિ; હું તને વચન આપું છું કે હું તને સોંઘામાં લઈ લઈશ

નહિ; કેમકે તારે માટે હું તેને તેનું જીવન બક્ષવાને તૈયાર છું.

આ સાંભળી તે ચમકી; અને હું બોલી રહ્યો ત્યારે તે ચૂપ જ રહી. મ્હેં જોયું કે તે સ્હેજ ધ્રૂજતી હતી અને તેનો ચહેરો ફીકો પડી ગયો હતો. તરત જ ધીમે રહીને તે બોલીઃ ખરેખર તેં મ્હને મહા સંકટમાં આણી મૂકી છે; અને હવે મ્હારે શું કરવું એ વિષે હું મ્હોટા ગુંચવાડામાં પડી ગઈ છું. હું આવવાની ના કહું તો શું? મ્હેં ધીરેથી જવાબ દીધોઃ તારી ગેરહાઝરીને લીધે તારા પતિને ઘણું સોસવું પડશે. અરે! પીપળ, આ શબ્દો બોલતાં એ મ્હને તેની દયા આવી. પણ મ્હેં નિર્દયતાનું બખ્તર પહેરી લીધું, અને મનમાં કહ્યું: એને હમણાં જરાક દુઃખ પડશે, પણ તેની ફિકર નહિ; કેમકે થોડી જ વારમાં હું તેનો હઝાર-ગણો બદલો વાળી દઈશ.

થોડી વારે નીસાસો નાંખી તે ફરીથી બોલીઃ અનેક વાર જૂઠું બોલનાર અને દુષ્ટબુદ્ધિવાળા

તારા જેવાના વચન પર વિશ્વાસ કેમ રખાય? છતાં હું ના પાડું તો બળાત્કારે પોતાની ઉમેદ સ્હેલાઈથી બર લાવી શકે એવાની સ્હામે પણ શી રીતે થવાય? તેમ છતાં, એમનું શું થશે તેની મ્હને બ્હીક રહે છે, અને તું કહે છે તે કદાચ ખરૂં એ હોય. તું મ્હને મ્હારા પતિ પાસે જ લઈ જઈશ એ વાતના સમ ખાય છે? મ્હેં વિચાર કર્યોઃ ખરેખરી જાળમાં ફસાઈ છે; અને એનો પતિ મ્હારા વગર ખીજે કર્યો? હું બોલ્યોઃ વત્સતરી, જો હું જૂઠું બોલતો હોઉં, તો મ્હારો અધમ યોનિમાં અવતાર હજો! હા! પીપળ, હું ધારૂં છું કે દેવે સાંભળ્યું, અને મ્હારા પોતાના જ શાપને અનુસરી મ્હારા વચન પ્રમાણે મ્હને આ હાથીના દેહમાં બાંધી લીધો.

આ સાંભળી તૃષોદધિ મનમાં બોલ્યોઃ અરે! જૂઠા રાજા, મ્હને જ મ્હારી વિરુદ્ધનું શસ્ત્ર બનાવી અને તેના પ્રેમની જ જાળ રચી, તેં આખરે તેના સદાચારને નમાવ્યો. અને જાપ જપવા તદ્દન ભૂલી જઈ કથાનો અંત સાંભળવાને તે અધીરો થઈ રહ્યો.

હાથી બોલ્યોઃ પીપળ, આખરે નાછૂટકે તે કબૂલ થઈ. તે ધીમેથી બોલીઃ તમારા ભલાને માટે આ જોખમ વ્હોરવામાં મ્હારી બુદ્ધિ આડે રસ્તે દોરાતી હોય, તો, હે નાથ, મ્હારો અપરાધ ક્ષમા કરજો. પછી મ્હને કહ્યુંઃ હું ધારૂં છું કે મ્હારૂં શરીર એની મેળે ચાલી શકશે નહિ; માટે તારે મ્હને ઊંચકી જવી પડશે. અને પછી એકાએક તેને ચકરી આવી, અને છલંગ મારીને તેને પડતાં પડતાં મ્હેં ઝાલી લીધી ન હોત, તો તે મૂર્છા ખાઈ મ્હારા પગ આગળ પડત. તે ચેતનરહિત સ્ત્રીને મ્હેં ઘણી સંભાળથી મ્હારા હાથમાં ઊંચકી લીધી, અને મોહાન્ધતાને લીધે મ્હારાથી રહેવાયું નહિ તેથી મ્હેં તેને એક ચુંબન કર્યું, પણ અરે ! તે તો બરફ જેવી ઠંડીગાર થઈ ગઈ હતી. મ્હેં મ્હારી મંડળીને બૂમ પાડી, અને મ્હારા આનન્દભર્યા

માર્ગમાં છેલ્લા અન્તરાયરૂપ પેલી દિવાલ પર તેમની સાહ્યથી તેને ચડાવી, અને ડોળીમાં સૂવાડી તેને જલદી મ્હારે મહેલે લઈ ગયો. તે બધો જ વખત આનન્દ ને ક્ષોભથી ઊછાળા મારતા જીવે મ્હારો ઘોડો મ્હેં તેની પાસે જ ચલાવ્યો; પરંતુ તેનો આત્મા પોતાને ત્યાં થાપણ મૂકનારનો દ્રોહ કરવાની સાફ ના કહેતો હોય તેમ દેહથી છૂટો પડી જાણે પાછળ બગીચામાં જ રહ્યો હોય, તેમ તે શબવત પડી રહી. અમે મહેલે પહોંચ્યાં એટલે મ્હેં તેને ફરીથી મ્હારા હાથમાં ઊંચકી અંદર લીધી, અને તે જ દશામાં પલંગ પર સૂવાડી. મ્હારો વિટ રાહ જોઈ ઊભો હતો, તેને મ્હેં કહ્યું: એકદમ પંખા લાવ, બરફ ને ચન્દન લાવ, કપૂર ને બીજા સુગન્ધી પદાર્થો લાવ; ચાલ, આપણે તેને જાગ્રત કરીએ. પછી હું તેને વા નાંખતો હતો અને બરફ જેવી ઠંડી સુગન્ધ છાંટતો હતો, તેવામાં તે એકાએક હાલી. અને પોતાની પાસે કોણ બેઠું છે તે

જાણવા ફાંફાં મારતી હોય તેમ હાથ લાંબો કરી બોલે બોલે સંભળાય એવા મન્દ અવાજે બોલીઃ પાણી ! પાણી !

તે જ ક્ષણે મ્હેં ડોકું ફેરવ્યું, અને પોતાની એક આંખે મ્હારા તરફ તાકી રહેલા મ્હારા બિટને જોયો. તે ધીરેથી બોલ્યોઃ મહારાજ, આપું ? મ્હેં કહ્યું: મ્હને આપ, એને હું પોતે જ આપીશ. મ્હેં તેના હાથમાંથી પાણી લીધું અને પેલો પ્યાલો તેમાં રેડી દીધો. પછી તે પાણી મ્હેં તેને મ્હોંએ માંડયું અને તે ચસચસીને પી ગઈ. અરે ! ધિક છે મ્હને, મ્હેં પાયું, અને તે પી ગઈ. હા ! કર્મનાં ફળનો ભયાનક ભેદ શો અદ્દભુત છે; તેની વજ્રસાંકળે બંધાઈને આપણે ફરીએ છીએ અને ભૂલ ખાઈએ છીએ, ક્યાં જઈએ છીએ તે દેખતા નથી, શું કરીએ છીએ તે જાણતા નથી, અને દેખતી આંખે ધાર્યા કરતાં ઊલટું જ પરિણામ નીપજાવીએ છીએ. અરે ! તેને

માત્ર એક ઊઝરડો થતો અટકાવવાને, તેના માથાનો માત્ર એક વાળ ખરતો બચાવવાને હું એક તો શું પણ અનન્ત દેહોનો ત્યાગ કરવાને તત્પર હતો; પરન્તુ ભાવિબળે મ્હેં પોતે જ આ જ હાથે તેને તે પાણી પાયું, અને તે પી ગઈ. પેલો વિટ હૃદયવહોણા દેહમાં મૂર્તિમન્ત થઈ મનુષ્યદેહધારી દેવની પેઠે જોયા કરતો હતો.

આ સાંભળતાં તૃષોદધિ મનમાં ધીરેથી બોલ્યોઃ અરે! તારા જેવા હૃદયવાળા થવું તેના કરતાં હૃદયવહોણા હોવું સારૂં છે. અને જાપની વાત તદન વીસરી જઈ તેણે વાર્તા સાંભળ્યા કરી.



હાથી બોલ્યો: પીપળ, તે પી ગઈ, અને તત્ક્ષણ પલંગમાં પાછી પડી ગઈ, અને દિવસની શશિલેખા કરતાં એ નિસ્તેજ બની ભીંત પર ચીતરેલા ચિત્ર પેઠે નિશ્ચેષ્ટ બની પડી રહી. હું હરખભેર વિજય-વાવટો ઊડાવતો મનમાં બોલ્યો: હવે, ઓસડ ઓસડ-નું કામ ભલે કરે; તે દરમિયાન હું તે જાગે ત્યાં સુધી તેને નિહાળ્યા કરીશ. હવે, તેનાં સર્વ સંકટનો અવધિ આવ્યો છે; અને પેલા જૂના પતિને બદલે મ્હને સ્વીકારવામાં હવે તેને બિલકુલ વાંધો નડશે નહિ. પછી મ્હેં વિટને કહ્યું: તું હવે ચાલ્યો જા, મ્હને એની સાથે એકલો રહેવા દે; કાલે હું તને ઇનામ આપીશ. જતાં જતાં તે વિટે મ્હારા કાનમાં કહ્યું: મહારાજ, હવે બેડો પાર. થોડી વારમાં તે બધું જ વીસરી જશે, અને પતિ થવાનો તમારો વારો આવી પહોંચ્યો છે. એમ કહી તેણે અમંગળ

સ્મિત કરી મ્હારા સ્હામે ક્ષણભર જોયા કીધું; તે જોઈ મ્હને દુઃખ થયું, કેમકે તેની આંખ શ્મશાનમાં બેઠેલા ગીધની આંખ જેવી લાગતી હતી. અફસોસ ! તે વખતે પણ હું સમઝી શકયો નહિ. પછી તે ચાલ્યો ગયો, અને તૃષોદધિની પેઠે સંસારના સાગરમાં અલોપ થઈ ગયો. હા ! ન્હાસી જવામાં તેણે ડહાપણનું કામ કર્યું, કારણ કે તે સારી પેઠે સમઝતો હતો, કે સ્હવારે રાજા દેખશે તો મ્હારૂં મોત જ છે.

તે ચાલ્યો ગયો પછી તે ખંડમાં હું વત્સતરીની સાથે એકલો જ રહ્યો, અને તેના ઊઠવાની રાહ જોતો હતો. રાત્રિ ધીમે ધીમે વધવા લાગી, કલાક પછી કલાક વહી જવા લાગ્યા, અને હું ઉત્કંઠાથી ક્ષોભભર્યે પગલે આમ તેમ ફરવા લાગ્યો, અને વચ્ચે વચ્ચે તેને જોવાને પલંગ આગળ ઊભો રહેતો હતો. પાંજરામાં પૂરેલા વિકરાળ પશુની પેઠે અશાન્ત થઈ હું આમ તેમ ભમવા લાગ્યો.

આશા અને અધીરાઈ, અભિલાષ અને વિજય અને હર્ષ, અને સંદેહ અને શંકાના તરંગો પરસ્પર અથડાતાં મ્હારા આત્મામાં યુદ્ધ મચી રહ્યું, અને હું આમ તેમ અફળાવા લાગ્યો; તે તરંગો કામાનિલથી ઊછાળા મારી રહ્યા હતા, છતાં ઊંઘમાંથી જાગી તે અનિલ અને તેનું તોફાન એક ક્ષણમાં શમાવનાર પેલી મનોહર શશિલેખાના દર્શને શાન્ત ગંભીર થઈ જવાને તે અતીવ ઉત્સુક હતા. તે દર્મિયાન, ખરેખરા શશીનું તેજ ધીમે ધીમે વધવા લાગ્યું, અને પોતાની એક લેખા જેવી પેલી મનોહર નિદ્રિત સુન્દરીનો સમાગમ પુનઃ પ્રાપ્ત કરવાને જાણે ઇચ્છતો હોય તેમ તે મ્હારા ખંડમાં કોઈ જાણે નહિ એમ પેઠો. તેને જોતાં હું મનમાં બોલ્યો: ખરેખર, ચન્દ્ર ઠીક કરે છે; પોતાની ઇચ્છા ભલે તૃપ્ત કરે; કેમકે એના જેવા પ્રતિસ્પર્ધીની મ્હને ઈર્ષ્યા થતી નથી. પછી મ્હેં બધા દીવા હોલવી નાંખ્યા, બધી જાળીઓ ઊઘાડી નાંખી, અને થોડે દૂર એક

પલંગ પર બેસી હું તેનું સૌન્દર્ય નિહાળવા લાગ્યો. સુધાકરના શીળા રૂપેરી તેજમાં ન્હાતી તેને સૂતેલી જોઈ મ્હારા મનમાં ભક્તિભાવ ઊભરાઈ આવ્યો. બારીઓએ હારબંધ લટકતા ચન્દ્રમણિની દોરીઓના પડછાયા કાપા રૂપે તેના શરીર પર પડતા હતા, અને પાંજરાના સળિયા જેવા દેખાઈ તેની ઇચ્છાવિરુદ્ધ તેને કેદમાં પૂરતા હોય એમ લાગતા હતા. આ પ્રમાણે હરખમાં ને હરખમાં હું એને નિહાળતો હતો, ત્યારે નીચેની આરસની જમીન પર ઘડીએ ઘડીએ ધીમેથી ઝરતા કપૂરરસનો સુર મધુર હાલરડાની પેઠે મ્હારે કાને આવતો હતો; તેથી મ્હારા આત્માનો શ્રમ ને ક્ષોભ ઊતરી ગયો, અને આખરે અજાણતાં હું નિદ્રાવશ થઈ ગયો.

પછી ઓચિન્તો હું જાગી ઊઠ્યો, અને ચમકીને જોયું તો અરે! ચાંદની લગભગ જતી રહી હતી. તેના પર પડતા ચન્દ્રના શેષ રહેલા છેલ્લા કિરણ વડે જાણે પ્રકાશિત થએલા અન્ધકારમાં મ્હેં તેને પૂર્વવત

નિશ્ચેષ્ટ પડી રહેલી જોઈ. હું જોતો હતો તેવામાં એકાએક પાંદડાની પેઠે હું કંપવા લાગ્યો. અને મ્હારૂં હૃદય, જાણે તેને જગાડવા ઇચ્છતું હોય તેમ, ઢોલના અવાજની પેઠે ધબકતું મ્હને શાન્તિને લીધે સંભળાયું. એકાએક મ્હારાં રૂવાં ઊભાં થયાં, અને કપાળે પરસેવાના ઝેબે ઝેબ વળ્યા. હું મનમાં બોલ્યોઃ અરે ! આ તો છેક શાન્ત છે, અને બિલકુલ હાલ્યા વગર તે ને તે જ સ્થિતિમાં પડી રહી છે.

અને ભાન વગર તેના ભણી જોતો, અને સાગરનાં મોજાંની પેઠે મ્હારા કાનમાં અથડાતા મ્હારા હૃદયના ધબકારા સાંભળતો હું ઊભો રહ્યો. પછી જે પલંગ પર તે સૂતી હતી ત્યાં આગળ ઘણે ધીરેથી ચૂપકીથી હું એકદમ ગયો. અને કાન દઈ હું તેના પર વાંકો વળ્યો, અને એકાએક મ્હારો હાથ તેને અડકયો. હા ! પીપળ, આરસની ભૂમી કરતાં તે વધારે ઠંડી થઈ ગઈ હતી. નષ્ટ થતા

ચન્દ્રિકા રૂપી સ્મિતથી જાણે તેણે મ્હને કહ્યું: મહારાજ, અન્તે મ્હારૂં કહેલું ખરૂં જ પડયું; મ્હેં તને ન્હોતું કહ્યું, કે તું મ્હારૂં શરીર ચોરી જઇશ તો મ્હારો આત્મા તેની સાથે નહિ આવે ?



भिक्षाशनं तदपि नीरसमेकवारं
शय्या च भूः परिजनो निजदेहमात्रम्।
वस्त्रं च जीर्णशतखण्डमयी च कन्था
हा हा तथापि विषया न परित्यजन्ति॥

ભીખ માગીને ખાવાનું-તે પણ લૂખુંસૂકું ને એક જ ટંક, જમીન પર સૂવાનું, નોકરચાકરમાં પોતાનો જ દેહ, જૂની ને કાણાં કાણાંવાળી કન્થા પહેરવાની-આવી સ્થિતિ હોય, તોપણ અરેરે! વિષયવાસના જતી નથી.

ત્યાર પછી, એકાગ્ર ચિત્તે સાંભળતો પેલો વૃદ્ધ બ્રાહ્મણ તૃષેદધિ એકાએક ઊભો થઈ ગયો. ઊભા થતાં તેણે હાથી ભણી નજર કરી, અને અરે! ચપળાના ચમકારાની પેઠે પેલો હાથી ઓચિન્તો અલોપ થઈ ગયો. અને તે સ્થાને હાથીને બદલે તેણે જીવન્ત દશામાં સ્તબ્ધ ઊભેલો રુરુ રાજા જોયો. તેણે તેને જોયો કે તરત જ રુરુ રાજા હરખભેર બોલ્યોઃ હાશ! હવે મ્હારી કથા સંપૂર્ણ થઈ છે અને શાપનો અન્ત આવ્યો છે, અને હાથીના ભયંકર રૂપમાંથી છૂટી મ્હને મ્હારૂં સ્વાભાવિક મનુષ્યરૂપ ફરીથી પ્રાપ્ત થયું છે.

આવું અદ્‌ભુત દૃશ્ય જોઈ આશ્ચર્યચકિત તૃષેદધિ તેના ભણી જોતો હતો, તેવામાં એકાએક તેની આંખો ફાટીને બહાર તરી આવી, અને તેને આખે શરીરે રૂવાં ઊભાં થયાં. કારણ કે ત્યાં પેલા વૃક્ષની લગોલગ સાક્ષાત વત્સતરી ઊભી હતી. પેલા રુરુ

હાથીએ વર્ણન કર્યું હતું તે જ પ્રમાણે કાન દઈને ઊભી હોય તેમ તેણે માથું જરાક નમાવ્યું હતું, અને તેની વિશાળ આંખો પૂર્વવત તૃષોદધિ તરફ તાકી રહી હતી. તે જ ક્ષણે આશ્ચર્ય ને મોહમાં રુરુ રાજાએ બૂમ પાડીઃ વત્સતરી ! શું ! વત્સતરી ! શું ! તું પણ મ્હારા જીવન ઉપરાંત મ્હને પ્રાપ્ત થઈ છે ?

આ સાંભળતાં પેલા વૃદ્ધ બ્રાહ્મણનું હૈયું હરણની પેઠે ઊછળ્યું. અને તેનો મૂળનો ઉદ્દેશ અને જપ સ્વપ્નની પેઠે તેના મનમાંથી નિઃશેષ લુપ્ત થઈ ગયા. પાંખો જેવાં પગલે તે તેમના તરફ એકદમ દોડયો, અને બેભાન અવસ્થામાં અતિશય દુઃખ ને નિરાશાથી મ્હોટે સાદે બોલ્યોઃ અરે ! એ મ્હારી છે. અરે ! ચોર, એ તારી નથી. અરે ! એ તો મ્હારી છે. તે તેમની પાસે ગયો, તેમની વચ્ચે પડયો, વત્સતરી ઉપર ઢળી પડયો, તેને બે હાથે વળગી પડયો, અને શોક પશ્ચાત્તાપ ને હર્ષનાં આંસુ સારતે સારતે તેણે તેને ચુંબન કર્યાં, અને તેમ કરતાં બોલ્યોઃ

હે પ્રાણથી પણ વ્હાલી, હે વત્સતરી, હે ગુણિયલ પત્ની, મ્હારી ભૂલ થઈ છે, મ્હને ક્ષમા કર.

પછી અચરજની વાત એ થઈ કે તેને ગળે પોતાના સુકોમળ હાથ નાંખી પ્રતિચુંબન કરતી તે સ્ત્રી ખડ ખડ હસી પડી, અને તેનો અટ્ટહાસ તૃષોદધિના મ્હોં આગળ ગર્જી રહ્યો. આશ્ચર્યથી તે પાછો ખસ્યો, અને જુએ છે તો તેના ભુજપાશમાં વત્સતરી ન્હોતી પણ કોઈક અજાણી જ સ્ત્રી હતી! ઉપહાસભરી આંખે હસતાં હસતાં તે તેના ભણી જોઈ રહી. તે બોલીઃ હા! તૃષોદધિ, હું અન્ધ નથી, પણ હું તો તને બરોબર દેખું છું. કોણ વધારે પ્રેમાળ છે—તું કે તારી પત્ની—એ નક્કી કરવું સ્હેલું નથી. કેમકે એમ જણાય છે કે પેલું વિસ્મૃતિજનક ઓસડ તેને પાયા કરતાં તને પાવાની વધારે જરૂર હતીઃ તેથી કરીને, તું તપશ્ચર્યા આગળ સ્ત્રીઓને કંઈ વિસાતમાં ના લેખવનાર પ્રબળ યોગી થઈ શકત. ખરેખાત તને વત્સતરી પર અતિશય વ્હાલ હતું, કેમકે

તું તારા જપ જપવાના તદન ભૂલી જ ગયો અને એક ચુંબનને સાટે તારો આખો પુણ્યપર્વત આપી બેઠો. છતાં દિલાસા રૂપે હું તને એટલું કહીશ કે તને હરાવનારી સ્વર્ગની અપ્સરા નથી.

એટલું કહી હસતી હસતી તે અદૃશ્ય થઈ ગઈ. મોહવજ્રથી વીંધાઈ ઊભેલા તૃષોદધિએ નજર ફેરવી જોયું એટલે રુરુ પણ અલોપ થઈ ગયો, અને તેને બદલે ભક્તના વેષે તેની સંમુખ ઇન્દ્રને ઊભેલો જોયો. નિષ્ઠુર આંખે તૃષોદધિ ભણી જોઈ તે ધીમેથી બોલ્યોઃ હે તૃષોદધિ, ડાહ્યા પુરુષો ડહાપણ મેળવવા યત્ન કરે છે અને નમ્રતા તો પામે જ છે. પણ તારી ભક્તિ જૂઠી હતી અને કસોટીએ ચડી શકી નહિ. હવે, તે સ્ત્રીએ કહ્યું તેમ, તારો પુણ્યગિરિ કેવળ નષ્ટ થઈ ગયો છે, અને એક ક્ષણિક દુષ્ટ વાસનાને લીધે દાવાનળમાં સૂકા ઘાસના તરણાની પેઠે બળીને ખાખ થઈ ગયો છે. અને હમણાં જ પ્રયોગસિદ્ધ થયું તે પ્રમાણે વિષયતું

સ્મરણ તારા મનમાંથી લુપ્ત થયું ન્હોતું, અને તારા આત્માની ભસ્મમાં અભિમાન અહંભાવ ને સ્ત્રી-મોહના તણખા છૂપાઈ રહ્યા હતા, અને તેમનો ભડકો કરવાને સ્મરણરૂપી વાની જરા જરૂર હતી. હવે, પુરાણા ઐહિક પ્રેમને લીધે તેં તારી મોક્ષની ઇચ્છા જતી કરી છે અને જપ જપવાના વ્રતમાં ભંગાણ પાડયું છે. વળી સાચી એકાગ્ર પ્રપત્તિને બદલે સ્વાર્થ વેર ને ખંડિત અભિમાનથી સ્વર્ગને ઊથલપાથલ કરવાની દુષ્ટ ધારણાઓ રચવાનું પાપ પણ તેં વ્હોર્યું છે. માટે જા, હું તને શિક્ષા કરૂં છું કે તું આ જ ક્ષણે પુંછડી વિનાના કુતરાના દેહમાં પડીશ. પછી તું વાંદરો થઈશ, પછી કીડો, અને પછી ખાઉધર માંસાહારી રાક્ષસ, અને શિયાળ, અને ડોમ્બ,+ અને ચામડિયો, અને ચંડાળ, અને એવા એવા પાપી આત્માના દેહ તારે ધારણ કરવા પડશે; અને જન્માન્તરની અનન્ત માળામાં અન્તનો

---

+ શ્વપાક, ચાંડાળ.

પાર પામ્યા વગર તારે એક જળબિન્દુની પેઠે ભટકવું પડશે. કેમકે તારા આ કૃત્યને લીધે તારા આત્માને એવો પાકો ડાઘ બેઠો છે, કે સમુદ્રમાંથી રંગ ને ખારાશ કહાડી શકાય ખરી, પણ તારા આત્માને તેની નિર્મળ સ્વચ્છતા ફરીને પ્રાપ્ત કરાવાય નહિ, અને આવો શાહી જેવો કાળો ડાઘ તારા આત્મતત્ત્વમાંથી ટાળી શકાય નહિ.

પછી પેલો ગુન્હેગાર બ્રાહ્મણ ત્યાંથી વીજળીને વેગે અદૃશ્ય થઈ ગયો.

આ પ્રમાણે ઇન્દુશેખરે કથા સમાપ્ત કરી કે તરત જ **હિમસુતાએ** પૂછયું: હે **ચન્દ્રમૌલિ**, વૃક્ષના વેષમાં રહેલી પેલી કપટી કલાનિધિને હાથીરૂપે ઇન્દ્રે જે વાત કહી તે ખરેખરી બનેલી વાત હતી, કે પેલાને ભમાવવાને તેમણે જોડી કહાડેલી વાત હતી?

**મહેશ્વરે** ઉત્તર દીધો: હે હૈમવતી, તે તદન સાચી વાત હતી, વિગતવાર સાચી જ વાત હતી. કેમકે ઇન્દ્ર મ્હને પૂછવા આવ્યો હતો, અને

મ્હેં તેને ભૂતકાળના દર્પણમાં તે આખી વાત યથા-વૃત્ત બતાવી હતી. વળી, વાર્તાના પરિણામ પરથી પણ તને જણાયું હોવું જોઈએ, કે એ વાત સાચી જ હતી. કારણ કે જે માણસ પોતાના અંગભૂત ઇતિહાસની કથા સાંભળે છે, તે નીર ને ક્ષીરનો વિવેક કરનાર હંસ જેવો ચપળ હોય છે. તે ખરૂં ખોટું એકદમ તારવી કહાડે છે. કથા કહેનારની જરાક ભૂલચૂકથી જો તેને વ્હેમ પડયો હોત અને સંગીતમાંના કોઈ બે બેસુરા અવાજ જેવું તેને લાગ્યું હોત, તો તે આખો પ્રપંચ પરપોટાની પેઠે ફૂટીને પકડાઈ જાત. માણસ સાદા સત્યથી જેવો છેતરાય છે, તેવો કપટ કે છળથી છેતરાતો નથી.

**પાર્વતીએ** કહ્યું: ત્યારે પેલા બિચારા વૃદ્ધ બ્રાહ્મણને માટે મ્હને ઘણો શોક થાય છે. તે ઘણો દયાપાત્ર હતો.

**ચન્દ્રમૌલીશ્વર** બોલ્યાઃ ના, હિમસુતા, તારી ભૂલ છે. જે બિલકુલ દયાપાત્ર નથી તેના પર તું

બ્યર્થ દયા લાવે છે. કારણુ કે તેની પત્ની વત્સતરી પર તેને સાચો પ્રેમ હોત–અને વત્સતરી સાચા પ્રેમને યોગ્ય જ હતી–તો તેને પૂછયાગાછયા વગર, તેનું કહ્યું સાંભળ્યા વગર, માત્ર પોતાની આંખની ભૂલભરેલી સાખને પ્રમાણભૂત માની, તેને કુલટા ઠરાવી, તે તેને મૂકી કદી ન્હાસી ગયો હોત નહિ. આંખની, કાનની, કે બીજી કોઈ ઇન્દ્રિયની ગમે તેવી પ્રબળ સાક્ષી હોય, તોપણુ સાચો સ્નેહ તેને બિલકુલ ગણુકારતો નથી; કારણુ કે તેને પોતાના પ્રેમપાત્રમાં સંપૂર્ણ શ્રદ્ધા હોય છે, તેને વ્હેમનો ગન્ધ પણુ હોતો નથી, અને તે બીજા ગમે તે કહે તોપણુ પોતાની શ્રદ્ધાને વળગી જ રહે છે. પરંતુ ઈર્ષ્યા એ ખોટા પ્રેમની નિશાની છે, અને ખોટો પ્રેમ એટલે રૂપાન્તરે અભિમાન ને અહંભાવ સમજવો. તે કદી દૃઢ હોતો નથી, પણુ તૃષોદધિની પેઠે નિરન્તર અસ્વસ્થ રહે છે. જેમ તેનો પ્રેમ સ્વાર્થ ને અભિમાન પર રચાએલો હતો, તેમ તેની મ્હત્ત્વાકાંક્ષા

પણ તેવી જ હતી; તેથી તે બન્ને કસોટીએ ચડતાં તદ્દન નિષ્ફળ નીવડયાં. આ પ્રમાણે તે પોતાની પત્ની પર વિશ્વાસ રાખી શકયો નહિ, તેમ તેને ભૂલી શકયો નહિ, તેથી તે કેવળ તિરસ્કારને પાત્ર છે; અને કપટમય ને નિર્બળ અનુકરણ કે ડોળથી જેઓ ઉન્નત વિચારોને હલકા પાડવાનો યત્ન કરે છે, તેમને માટે ભાવી જે માઠી દશા નિર્માણ કરે છે, તેવી દશા તૃષોદધિની થઈ. કેમકે સાચો સ્નેહ પ્રબળ પવનને પણ માથું નહિ નમાવનાર પેલા રહામેના ખડક જેવો છે, અને સાચો વૈરાગ્ય કેવળ પોતાના સ્વભાવને જ લીધે–દંભને લીધે નહિ–ઊંચે આકાશની અગમ્ય શાન્તતામાં ઊડતા પેલા ખગ સમાન છે.

અને હવે, મ્હેં કહ્યું હતું તેમ, આ આપણો કૈલાસ આવ્યો, અને કથાનો અન્ત પણ આવ્યો.



विकारहेतौ सति विक्रियन्ते
येषां न चेतांसि त एव धीराः॥

લાલચ સ્હામી આવી ઊભી હોય છતાં જેના મનમાં વિકાર ના થાય, તે જ સજ્જન જાણવો.

# પરિશિષ્ટ

## The Famous Indian Stories of PROF. BAIN

*( 3 s. 6 d. net each )*

A Digit of the Moon
The Descent of the Sun
An Incarnation of the Snow
A Mine of Faults
The Ashes of a God ( અનંગભસ્મ )
Bubbles of the Foam
A Syrup of the Bees
The Livery of Eve

*( 2 s. 6 d. net each )*

A Heifer of the Dawn ( ઉષાનન્દિની )
In the Great God's Hair
A Draught of the Blue ( નીલરેની )
An Essence of the Dusk

Prof. Bain's Indian Stories have recently been accorded the rare distinction which few books so modern ever attain to, namely, inclusion in the Riccardi Press Series. Only very special books are issued in this series, and any author might well consider himself among the immortals to be thus honoured. The eleven* volumes enumerated above, which constitute the set, are available for Rs. 132-8 complete. This edition is limited to 500 sets and the volumes are not sold singly. Each book is printed in the Riccardi fount on hand-made Riccardi paper. Size 9¼ + 6½ inches.

\+ + +

The history of these fascinating little books, which, to a few readers, have always meant so much, and which are every day becoming better known, is not the least curious in modern literature. On the appearance of "A Digit of the Moon" in 1898, the author's mystifying attribu-

* *The Livery of Eve* આ વર્ષે જ પ્રગટ થયું છે.

tions to a Sanscrit original, and the skill with which he kept up the illusion of translation, completely took in even the best scholars, and this work was added to the Oriental Department of the British Museum Library. Later, however, the discovery was made that Mr. Bain, working with a mind saturated in Hindoo Mysticism and lore and Sanscrit poetry, was wholly its author, and it is now catalogued in the ordinary way.

To describe the charm and appeal of the stories themselves would be a hard task They are almost indescribable. There is nothing in English literature at once so tender, so passionate, so melancholy, and so wise. The fatalism of the East, and the wistfdl dubiety of the West, meet in these beautiful allegories of life, which it is possible to compare only with themselves.

*( Methuen & Co. Ltd., LONDON )*

# અનંગભસ્મ

અનંગભસ્મ એક મનોહર વાર્તા છે. એ નામ તેને કેમ આપવામાં આવ્યું છે તથા તેમાં તત્ત્વજ્ઞાનનું શું રહસ્ય સમાયું છે, તેનું પ્રસ્તાવનામાં નિરૂપણ કર્યું છે. મૂળની રચના જેવી સુઘટિત અને સુન્દર છે, તેવું જ તેનું ભાષાન્તર પ્રૌઢ અને પ્રસાદવાળું છે. અનુવાદમાં પૂરતી ઝીણવટ અને સાવધાની વાપરેલી જોવામાં આવે છે.

અમદાવાદ
૬૩-૧૦-૧૬ સહી/ **કેશવલાલ હર્ષદરાય ધ્રુવ**

'અનંગભસ્મ' જોઈ ગયો. તમારૂં સાદું ગુજરાતી વાંચતાં આનંદ થાય છે, કેમકે તમારૂં લખાણ શુદ્ધ પણ છે અને મરોડદાર પણ છે.

મુંબાઈ
૬૨-૬-૧૬ સહી/ **બળવંતરાય કલ્યાણરાય ઠાકોર**

પુસ્તક હું રસથી વાંચી ગયો. મૂળ સાથે ભાષાંતર સરખાવ્યું નથી, પરંતુ સરળ ગુજરાતી ગ્રન્થ તરીકે વાંચ-

વાનો રસ પડ્યો છે. કથા હિન્દુસ્થાનની છે, શૈલી પણ આપણી જ છે, એટલે ભાષાન્તર દેશજ ગ્રન્થ જેવું સ્વાભાવિક રીતે લાગે જ. છતાં તમારૂં કાર્ય મને ગમ્યું છે. મને આશા છે કે ગુજરાતમાં સર્વત્ર તમારો પ્રયાસ આદર અને પ્રશંસા પામશે. આશા છે કે બેઇનનાં બીજાં પુસ્તકો ફુરસદે ગુજરાતી ભાષામાં ઊતારવા વિચાર હશે.

લીંબડી
૨૧-૬-૧૬ સહી/ રણજિતરામ વાવાભાઈ

ગુજરાતી ભાષામાં સારી નવલકથાઓ આંગળીને વેઢે ગણાય તેટલી છે. તેથી તેમાં જે કોઈ પૂરતી કરે તેણે આપણા સાહિત્યની ઉત્તમ સેવા બજાવી કહેવાય. 'અનંગભસ્મ'ના કર્તાએ ગુજરાતી વાચકવર્ગને રસિક વાંચન આપ્યું છે. અને તે ખાતે તેમને ધન્યવાદ ઘટે છે.

અંગ્રેજી ભાષામાંથી અનેક વાર્તાઓના તરજૂમા થાય છે. પરંતુ તેમાંના ઘણાખરા આપણા જીવનને અનુકૂળ હોતા નથી. તેમ જ ઘણે ભાગે પારસી લેખકોને હાથે થવાથી તેમાં ભાષાની કિલષ્ટતા જોવામાં આવે છે. 'અનંગભસ્મ'ની કથા તો આપણા જ દેશની અને આપણા જ લોકની છે. તેથી આપણાં વાચકોને વધારે પ્રિય લાગે છે. તેમ જ તેની ભાષા

ઘણી સરળ અને સામાન્ય ઓવર્ગ પણ સમજે તેવી છે. તેથી લાયબ્રેરીઓ માટે તેમ જ શાળાઓના ઇનામ માટે આ પુસ્તક ઉપયોગી થઈ પડશે.

આ પુસ્તકના મૂળ ગ્રન્થકારનાં આ જ પ્રકારનાં બીજાં પુસ્તકો છે. તે પુસ્તકના પણ અનુવાદ થશે તો ગુજરાતી સાહિત્યમાં નવલકથાની ખોટ કેટલેક અંશે પુરાશે. આશા છે કે આ વિદ્વાન અનુવાદક એક ગ્રન્થ તૈયાર કરીને બેસી નહિં રહે, અને જિજ્ઞાસુ વાચકવર્ગને સંતોષ આપશે.

અમદાવાદ સહી' સૌ. **શારદા મહેતા**

This translation of Prof. Bain's novel, the Ashes of a God, preserves all the delightfulness and orientalism of the original, and as the translator says, to appreciate its beauty, its reading should be finished at one sitting, otherwise its delicate touches are sure to be missed.

Modern Review

Sd/ **K. M. Jhaveri**

*August, 1916*

× × × આખી વાત સહેલી તથા રસવાળી ભાષામાં લેખાઈ છે. ૨૯ ગુજરાતી પ્રયોગો "ડંકાગાર કરી દે છે"

(પાન ૧૨), "બેડો પાર" (પાન ૧૦), વગેરેથી અભડાતા સાક્ષરોની માફક ભાષાન્તરકારે સંસ્કૃત પ્રયોગો મૂક્યા નથી; પણ ગુજરાતી ભાષાને તેના જ સ્વાભાવિક રસ્તે યથેચ્છ વહેવા દીધી છે; અને એક બાજુએ સાક્ષરતાના ખડબચડા ટેકરા જેવી કાળજીથી બચાવી લીધા છે, તેવી જ ચાલાકીથી બીજી બાજુએ મૂળને વફાદાર રહેવા ઇચ્છનાર ભાષાન્તરકારની કૃત્રિમતારૂપી ખાડાખબોચીઆંમાં પણ સંભાળી લીધાં છે. સપાટ સીધે માર્ગે જ–કુદરતી ચાલથી રા. દવે ચાલ્યા જાય છે, ને તે જ આ ભાષાન્તરની ખરી ખુબી છે.

ઑગસ્ટ, ૧૯૧૬ **સાહિત્ય**

રસિક અનુવાદક ખરી રીતે જ પ્રસ્તાવનામાં લખે છે કે "પ્રકૃત કથાના મુખ્ય મુદ્દા બે છે: (૧) સાચો સ્નેહ અને (૨) સાચો વૈરાગ્ય."

આ વાર્તા જેમ ઇંગ્રેજીમાં તેમ જ ગુજરાતીમાં અત્યંત રસિક અને મનોહર શૈલીમાં લખાએલી છે, અને તે વાંચવા અમે સર્વને સૂચના કરીએ છીએ.

ઑગસ્ટ, ૧૯૧૬ **નવજીવન**

---

# અનંગભસ્મ

મળવાના સ્થાન—

(૧) અનુવાદક

આસ્તોડિયા ચકલા પાસે, અમદાવાદ

(૨) મંગળદાસ હરકીસનદાસ

બુકસેલર, સુરત

(૩) જીવનલાલ અમરશી મહેતા

પીરમશાહ રોડ, અમદાવાદ

(૪) એન. એમ. ત્રિપાઠીની કું.

પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ

(૫) બુક્સ એન્ડ ન્યૂસ એજન્સિ,

ત્રણ દરવાજા, અમદાવાદ

# નીલનેની

---

## પ્રો. બેઇનની બીજી એક વાર્તા

---

અનુવાદ કરનાર

**સાકરલાલ અમૃતલાલ દવે, બી. એ.**

---

પ્રકાશક

**જીવનલાલ અમરશી મહેતા**

અમદાવાદ

---

( મૂલ્ય: આઠ આના )

× × ×

ભાષાન્તર એક કલા છે, મૂળ કરતાં જ ઊતરતી એની પ્રતિષ્ઠા છે, મૂળ ગ્રન્થકાર પ્રત્યે ભાષાન્તરકારની જવાબદારી છે ઇત્યાદિ ભાષાન્તરકારે સ્મરણમાં રાખવા લાયક સઘળાં સૂત્રો રા. સાકરલાલે સ્મરણમાં રાખ્યાં છે, અને પરિણામે ગૂજરાતી સાહિત્યમાં એમણે આ ભાષાન્તરરૂપ એક કિંમતી ઊમેરો કરી આપ્યો છે...એમની ભાષાન્તરકલા આ કૃતિમાં વિશેષ પરિપાક પામી છે એમ સ્પષ્ટ જણાય છે. × × × × × આ મનોહર વાર્તા એકસરખી સુન્દરતાથી ભરપૂર છે. ભાષાન્તર મૂળ કૃતિને શોભતી વાણીમાં કર્યું છે. એકંદરે દરેક શબ્દ, એનું વજન અર્થ વગેરે બહુ સૂક્ષ્મતાથી અવલોકી અવલોકીને, વાપર્યો છેઃ શૈલીનું ગૌરવ પ્રાપ્ત કરવા જતાં કોઈ કોઈ સ્થલે પ્રાચીન શબ્દના ઉપયોગમાં કૃત્રિમતા આવી ગએલી છે. પણ અતિશય સંભાળ અને જવાબદારીના ભાનથી કરેલી કૃતિમાં આ કેટલીક વાર અનિવાર્ય હોઈ ક્ષન્તવ્ય છે.

× × ×

**વસન્ત**
વૈશાખ, ૧૯૭૩

સહી/ **આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ**

× × ×

રાજ્યકારભારની ક્ષણિક મ્હોટાઈ નહિં પણ મનુષ્ય હૃદયના સનાતન ભાવો એમનો ( પ્રો. બેઇનનો ) વિષય છે.

× × ×

આ ગ્રન્થમાં 'પુરુષ અને પ્રકૃતિ' એ પ્રકરણ દાંપત્ય-ની ભાવના સુંદર રીતે વર્ણવે છે. સ્નેહ થયા પહેલાં જીવન ન્હોતું, પણ પછીથી જ વસ્તુતઃ જીવન થાય છે.

× × ×

આખી કથામાં કોમળ ભાવોને આવરી લેતી પ્રકૃતિ છે. જ્યારે આર્યાવર્ત બહુ વસેલો ન્હોતો ત્યારે જેવી વનશ્રી ખીલેલી હતી અને કુદરતના અંકમાં મનુષ્યોનો ઉછેર થતો હતો, તેવું વર્ણન મનોરમ રીતે આ ગ્રન્થમાં છે. સંસ્કૃત કથાઓનો દેહ અને આત્મા સ્પષ્ટતઃ આમાં દેખાય છે.

રા. રા. સાકરલાલનું ભાષાન્તર રસિક છે. સંસ્કૃતમય ભાષાને બદલે સાદી છતાં સંસ્કારી ભાષા એમણે વાપરી છે. પ્રો. બેઇનના સર્વે ગ્રન્થો ગુજરાતીમાં ઊતારી તેઓ એક નવો અંશ ઉમેરશે એવી આશા છે. સંસ્કૃત સાહિત્યના આ પ્રદેશમાં નિમગ્ન થએલો લેખકવર્ગ ગુજરાતમાં નથી, બંગાળા-

માં છે. આ ગ્રન્થમાળાના પ્રકાશનથી નવીન લેખકવર્ગ એ કવિત્વથી અનુપ્રેરિત **થશે** તો લાભ જેવો તેવો **નથી.**

પ્રો. બેઇનના ગ્રન્થોથી આપણો ગ્રેંજ્યુએટ વર્ગ બહુ પરિચિત **નથી.** પણ રા. રા. **સાકરલાલનાં** ભાષાન્તરોથી મૂળ ગ્રન્થો વાંચવા પણ અનેક જણને વૃત્તિ થશે.

નવજીવન
મે, ૧૯૧૭ સહી/ **રણજિતરામ વાવાભાઈ**

મિ. બેઇનની એક ન્હાની પણ સુન્દર વાર્તાનો 'નીલનેની' એવા રમ્ય નામવાળો આ અનુવાદ છે. મૂળ પુસ્તક જેમ સુન્દર અને રસિક છે તેમ આ અનુવાદ પણ અનુપમ અને લાલિત્યવાળો છે. તેની ભાષા–શૈલી સરલ અને ગૌરવભરી છે. તે મૂળનું સુન્દર પ્રતિબિંબ રજુ કરે છે......તે વાંચતાં આપણે સૌન્દર્યભરી અને રસપૂર્ણ એવી સ્નેહની કલ્પનામય સૃષ્ટિમાં વિચરતા હોઈએ એવો અલૌકિક આનંદ અનુભવીએ છીએ...અનુવાદક કહે છે તેમ ખરેખર તે 'એક ન્હાનકડું ગદ્ય કાવ્ય' છેઃ એટલું તે ભાવપૂર્ણ અને મનોરમ છે.

બુદ્ધિપ્રકાશ
એપ્રિલ, ૧૯૧૭ સહી/ **હીરાલાલ ત્રી. પારેખ**

ભાષાન્તર ઘણું જ સુન્દર થયું છે. ભાષા પ્રૌઢ તેમ જ આકર્ષક છે. મૂળની સુન્દરતા જાળવવાનો ભાષાન્તરકારે ઠીક પ્રયત્ન કર્યો છે, અને અમારે કહેવું જોઈએ કે તેમાં તેમણે સફળતા પ્રાપ્ત કરી છે. ઉક્ત પુસ્તક વાંચવાની અમારા સર્વ વાચકોને અમે ભલામણ કરીએ છીએ.

૨૫-૭-૧૯૧૭ **હિન્દુસ્થાન**

Another of Prof. Bain's attractive stories has been translated by Mr. Dave. Like his former translation this one too preserves the flavour of the original..............

MODERN REVIEW

Sd/ **K. M. Jhaveri**

*June, 1917*

× × × 'નીલનેની' તેમના જ 'અનંગભસ્મ' જેવું સર્વાંગસુન્દર ભાષાન્તર છે. નામ પણ ખુબીદાર પાડ્યું છે...વાત કાંઇક રૂપક જેવી જણાય છે.

જૂન, ૧૯૧૭ **સાહિત્ય**

